# અમી બિન્દુ.

## ભાગ ૧ લો.

સંગ્રહક તથા પ્રકાશક:

વેલજી દેવરાજ શાહ.

## ભક્ત કવિશ્રી લલીતજીનાં
## હૃદયોદ્‌ગાર

" અમીબિન્દુ' નામના આપના સંગીન સંગ્રહમાં નર્યો આત્મરસ હું તો ઝીલી રહ્યો છું ને તે પણ સર્વવંદ્ય આનંદઘનજી, કબીરજી, સુરદાસજી, નરસિંહ મહેતાજી, રાજચન્દ્રજી, ચિદાનન્દજી, નાનચંદજી અને

આપવામાં આવશે.

'અમી બિન્દુ ભાગ ૨ જાના અગાઉથી ગ્રાહક થનારને રૂ. ૦-૫-૬ માં આપવામાં આવશે. અમીબિન્દુ ભાગ ૨ જો ટુંક મુદતમાં બહાર પડશે. માટે અગાઉથી નામ નોંધાવી અમૂલ્ય તકનો લાભ લેવા વિનંતિ છે.

# અમી બિન્દુ

## ભાગ ૧ લો

અથવા

જુદા જુદા ધર્મના પ્રાચીન—અર્વાચીન કવિઓએ લખેલ
પદ્યોમાંથી ચુંટી કાઢેલ સુબોધક પદ્યસંગ્રહ

विष्णुर्वा त्रिपुरान्तको भवतु वा ब्रह्मा सुरेन्द्रोऽथवा ।
भानुर्वा शश लक्षणोऽथ भगवान बुद्धोऽथ सिद्धोऽथवा ॥
राग द्वेष विषार्ति मोह रहितः सत्वानुकंपोद्यतो ।
यः सर्वैः सह संस्कृतो गुण गणैस्तस्मै नमः सर्वदा ॥


સંગ્રાહક તથા પ્રકાશક:
વેલજી દેવરાજ શાહ



વિ. સં. ૧૯૮૪]  [ઇ. સ. ૧૯૨૮

આવૃત્તિ ૧ લી.  પ્રત. ૧૦૦૦

મૂલ્ય સાડા છ આના.

મુદ્રક: જાદવજી પીતાંબર ઠક્કર
લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસ,
૩, ચોપાટીરોડ, મુંબઈ ૭.



મંગલ મંદિર ખોલો, દયામય મંગલ મંદિર ખોલો;
જીવનવન અતિ વેગે વટાવ્યું, દ્વાર ઉભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો, શિશિને ઉરમાં લ્યો લ્યો મં.
નામ મધુર તમ રટ્યો નિરંતર, શિશુ સહ પ્રેમે બોલો,
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક, પ્રેમ અમીરસ ઢોળો મં.

પ્રકાશક: વેલજી દેવરાજ શાહ.
૯૭, ગુલાલવાડી, મુંબઇ ૪.

# બે બોલ

આ પુસ્તકમાં જુદા જુદા ધર્મોના પ્રાચીન અર્વાચીન કવિઓએ લખેલ પદ્યોમાંથી ચુંટી કાઢેલ સુબોધ પદ્યોનો નાનકડો સંગ્રહ છે. સુજ્ઞ વાંચકો પોતાના વિચારોને વિશાળ બનાવી, સહિષ્ણુતા, આદર અને વિશ્વબંધુત્વનો વિકાસ કરી, પોતાને અનુકુળ તત્ત્વ સ્વીકારે તો આ સંગ્રહ એક અમૃતબિન્દુની ગરજ સારે.

ભક્ત કવિ નરસિંહ મહેતાએ લખ્યું છે:

**વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ સાખ દે, કનક કુંડલ વિષે ભેદ નોયે;**
**ઘાટ ઘડયા પછી નામ રૂપ જુજવા, અંતે તો હેમનું હેમ હોયે.**

એજ પ્રમાણે આનંદઘનજી મહારાજ કથે છે:-

**રામ કહો, રહમાન કહો, કોઇ કાન કહો મહાદેવરી,**
**પારસનાથ કહો, કોઇ બ્રહ્મા, સકળ બ્રહ્મ સ્વયમેવરી.**
**ભાજન ભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપરી:**
**તૈસે ખંડ કલ્પના રોપિત, આપ અખંડ સરૂપરી.**

આમ વિવિધ નામથી પોતાને ગમે તે નામે પ્રભુસ્મરણ કરવું, જીવનની સાર્થકતા સમજવી, જીવનનો સદુપયોગ કરવો વગેરે બાબતમાં સર્વે ધર્મો એકમત છે. જીવનની ક્ષણિકતા અને ઉપયોગીતા સંબંધે જુદા જુદા કવિઓનાં પદ્યો આ સંગ્રહમાં છે.

તેમજ બીજા વિષયો સંબંધી પણ કેટલાંક પદ્યો છે. અંતમાં રાષ્ટ્રીય ગીતો પણ આપેલાં છે.

આ સંગ્રહને ઉત્તેજન મળશે તો બીજો ભાગ ગદ્ય સંગ્રહનો પ્રગટ કરવા ઉમેદ છે.

શાસ્ત્રો અપાર છે, જ્ઞાનભંડાર અખુટ છે, અનેક ગ્રંથો અને સંગ્રહો પ્રગટ થઈ ચૂકયા છે, કિન્તુ જેટલું આપણી બુધ્ધિમાં ઉતરે તે બરાબર સમજી વિચારી, જીવનમાં મૂકવાથી આપણો ઉધ્ધાર થયા વગર રહેતો નથી. મારી અલ્પબુધ્ધિથી આ સંગ્રહ કર્યો છે તેમાં જે કાંઈ ભૂલચૂક રહી ગઇ હોય તો હંસદ્રષ્ટિએ સાર ગ્રહણ કરી યોગ્ય સૂચન કરવા સુજ્ઞ વાંચકોને વિનંતિ કરી વિરમું છું.

લિ૦

**વેલજી દેવરાજ શાહ.**

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લાઇન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૭ | મહોંના | મહોં ના |
| ૧૫ | ૧૨ | લેવાઈ | લેવાઇએ |
| ૧૭ | ૧૯ | કરવટ | કરવત |
| ૨૨ | ૧૫ | રૂપીરી | રૂપરી |
| ૨૮ | ૧૬ | ઘુંગટ | ઘુંઘટ |
| ૩૧ | ૧૮ | સાધન | સાધન |
| ૩૨ | ૫ | જદર્ભ | ગર્દભ |
| ૪૧ | ૭ | વધ | વધે |
| ૪૨ | ૩ | નર | એ નર |
| ૪૨ | ૪ | વ | ધ્રુવ |
| ૪૬ | ૨ | માટે | શા માટે |
| ૪૬ | ૪ | વિચારીએ | વિચારો એ |
| ૪૭ | ૬ | ચતન | ચેતન |
| ૪૮ | ૯ | નિર્જન | નિજજન |
| ૫૦ | ૧૩ | આપત્તિને | આપત્તિ ને |
| ૫૨ | ૧ | રહ્યા | રહ્યો |
| ૫૨ | ૩ | અદ્વેત | અદ્વૈત |
| ૫૪ | ૧૩ | સદવ | સદૈવ |
| ૫૫ | ૧૩ | વસે | નિવસે |
| ૫૯ | ૧૦ | ભવના | ભવન |
| ૬૨ | ૯ | પૃથ્વી પતિ | પૃથ્વીપતિ |
| ૬૫ | ૨૧ | મંદીરને | મંદિર ને |
| ૭૩ | ૨૪ | કલંબર | કલંદર |
| ૭૯ | ૨૪ | ત | તૂ હૈ |
| ૮૦ | ૮ | છકુ | કુછ |

# અમીબિન્દુ

## પ્રાર્થના ઈત્યાદિ.

ॐकारबिन्दुसयुक्तं नित्यं ध्यायन्ति योगिनः।
कामदं मोक्षदं चैव ॐकाराय नमोनमः ॥

(શિખરિણી)

પ્રભો અંતરયામી, જીવન જીવના દીનશરણા,
પિતા, માતા, બન્ધુ, અનુપમ સખા હિતકરણા,
પ્રભા, કીર્તિ, કાન્તિ, ધન, વિભવ સર્વસ્વ જનના,
નમું છું, વંદું છું, વિમલમુખ સ્વામિ જગતના.

× × × ×

નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ નમસ્કારજ હજો.

'અસત્યો' માંહીથી પ્રભુ 'પરમ સત્યે' તું લઈ જા,
ઉંડા અંધારેથી પ્રભુ 'પરમ તેજે' તું લઈ જા,
મહા 'મૃત્યુ'માંથી 'અમૃત' સમીપે નાથ લઈ જા.
'તું હીણો' હું છું તો 'તુજ દર્શના' દાન દઈ જા.

પિતા પેલો આઘે, જગત વિંટતો 'સાગર' રહે,
અને વેગે 'પાણી' સકળ નદીનાં તે ગમે વહે,
વહો એવી રીતે મુજ જીવનની સર્વ 'ઝરણી',
દયાના પુણ્યોના તુજ પ્રભુ 'મહા સાગર' ભણી.
થતું જે 'કાયા'થી ઘડીક ઘડી 'વાણી'થી ઉચરૂં,
કૃતિ 'ઇંદ્રીયો'ની મુજ મન વિષે ભાવજ સ્મરૂં,
સ્વભાવે 'બુદ્ધિ'થી શુભ અશુભ જે કાંઇક કરૂં,
'ક્ષમા દૃષ્ટે જોશો' તુજ ચરણમાં નાથજી ધરૂં'.

(ગુજરાતી સાતમી ચોપડી) —કવિ ન્હાનાલાલ દલપતરામ

---

## પ્રભાતીયું.

હે પ્રભુ નામ તારૂં જપું પ્રીતથી, રીત રૂડી સદાયે રખાવો,
ધર્મને ધારી રહું, કરણી ઉત્તમ લહું, આપ આપો મને એજ લ્હાવો–હે૦
ટાળવા પરપીડ, દીન સંભાળવા, ભાળવા ગ્રંથ જ્ઞાને ભરેલા,
સ્હાય થઇ શ્રી હરિ સાધનો આપજો, ઇચ્છું અભિલાષ એવા સરેલા–હે૦
મન અને વાણીથી, કર્મથી પણ વળી, પ્રાણીનું હિત કરવાજ પ્રેરો,
નાથ કરશો તમે લવ કૃપા નેહથી, સ્હેલથી સુધરે જન્મ ફેરો–હે૦
નિંદ્ય વિચાર ને નિંદ્ય આચારનો, અંતરે ભાવ સ્વપ્ને ન આવો,
પુનિત એવી મતિ, પુનિત નીતિ વળી, પ્રભુ સદા મુજ હૃદયે રખાવો–હે૦
ઉપજી ઉરમિ જેવી મુજ અંતરે, વર્ણવી તેવી વિભુ તુજ આગે,
'ઉચિત' ધારો પ્રભુ તેટલું આપજો, ભકત તો 'ભાવતું' સર્વ માગે–હે૦
આપ કરૂણા તણા કિરણ લવ પામતાં, દીનતા દાસની સ્હેજ જાશે,
લીન થઇ ભકિતમાં ભાવ ધરી ભાવથી, બાલ તારાં સહુ ગુણ ગાશે–હે૦

(જ્ઞાનપ્રચાર-નવેમ્બર ૧૯૧૯) —સ્વ. છોટાલાલ સેવકરામ.

---

કરૂણાળ દયાળ દયા કરજે, ભવદુઃખ અમારાં તું હરજે—કરૂણાળ૦
અમને છે તારો આધાર, વીનવિએ છીએ વારંવાર,
તુજ ગુણ ગાતાં નાવે પાર, અંતર ઠામ વિષે ઠરજે,
પ્રભુ અંતર ઠામ વિષે ઠરજે .... .... .... કરૂણાળ૦
અકળ સ્વરૂપી અવિચળ દેવ, તારક જો સામું તતખેવ,
સાચા પ્રેમ થકી કરૂં સેવ, ધ્યાન વિષે અરજી ધરજે,
પ્રભુ ધ્યાન વિષે અરજી ધરજે.... .... .... કરૂણાળ૦
'સ્વરૂપ' આપનું ના સમજાય, 'મનડું' ત્યાં મ્હારૂં મુંઝાય,
'સંત' તણો 'સેવક' ગુણ ગાય, 'હૃદય બાગમાંહી રમજે'
પ્રભુ હૃદય બાગમાંહી રમજે.... .... .... કરૂણાળ૦

—મુનિશ્રી નાનચંદ્રજી

---

દીનાનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો માં,
હાથ મારો મૂકશો માં, હાથ મારો મૂકશો માં....ધ્રુવ.
આ મહા ભવસાગરે, ભગવાન હું ભુલો પડયો છું,
ચૌદલોક નિવાસ ચપલાકાન્ત આ તક ચૂકશો માં....દીનાનાથ૦
ઓથ ઈશ્વર આપનો, સાધન વિષે સમજું નહિ હું,
પ્રાણપાલક પોત જોઈ, શંખ આખર ફુંકશો માં....દીનાનાથ૦
માત-તાત-સગાં-સહોદર, જે કહું તે આપ મારે,
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સૂકશો માં....દીનાનાથ૦
શરણ **કેશવલાલનું** છે, ચરણ હે હરિ રામ તારૂં,
અખિલ નાયક આ સમે, ખોટે મસે પણ ખુટશો માં....દીનાનાથ૦

(કેશવકૃતિ)

---

( તોટક )

મુજ જીવન આ પ્રભુ! તુંથી ભરૂં, બલ દે અભિલાષ હું એહ પુરૂં,
મુજ દેહ વિષે, વળી આત્મ વિષે, જડ ચેતનમાં પ્રભુ વાસ વસે.
મુજ રક્ત વિષે, મુજ નાડી વિષે, મુજ દષ્ટિ વિષે, મુજ વાણી વિષે,
મુજ તર્ક વિષે, મુજ કર્મ વિષે, પ્રભુ વાસ વસો મુજ મર્મ વિષે.
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં, પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં,
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું, બન પ્રેરક–ચાલક–શાસક તું.
ધરીને ઉરમાં રસની પ્રતિમા, જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા,
સ્મરી આકૃતિ એ નીજ પીંછી ધરે, અનુસારજ ચિત્ર પછી ચિતરે.
જયમ ચિત્રક એ મન મુર્તી વડે, બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે,
ત્યમ જીવનના પટની ઉપરે, મુજ લેખન તે તુજ શાક્ષી પુરે.
પ્રભુ મુદ્રિત અંકિત તું હૃદમાં, કૃતિ આ બધી ત્વન્મય હો જગમાં,
મુજ વર્તનથી છબી જે બની રે', તુજ ઉજ્વલ રૂપની ઝાંખી દીએ.

—ઑ૦ રા૦ બ૦ રમણભાઈ મહિપતરામ

---

પ્રિયતમ પ્રભુ નમીએ આપને, જપીએ પાવન તમ જાપને–પ્રિય૦
જ્ઞાન–દિપક હૃદયે પ્રગટાવી (૨) પુર્ણ પ્રજાળો પાપને.–પ્રિય૦
બળ–સાગર રગ રગ બળ રેડો (૨) નસ નસ દો નીતિ છાપને.–પ્રિય૦
આપ વદન શશિ ગ્રહેવા મથતાં (૨) માંજો અમ મન ખાપને.–પ્રિય૦
અમ અંતર દમતાં કુવિચારો, (૨) પાત્ર થજો તમ શ્રાપને.–પ્રિય૦
'પોતાના' ગણી પાળો અમને (૨) એજ અરજ 'માબાપ'ને.–પ્રિય૦

( મળેલું )

---

(હરિગીત છંદ)

ઘટ ઘટ વિષે વ્યાપી રહ્યા, પણ દૃષ્ટિએ પડતા નથી,
ગોતે ગમે તે યત્નથી, યોગી જનો જડતા નથી,
યોગી જનો યત્ને કરે, જેની નિરંતર સેવના,
કરીએ કહો કઈ રીતથી, દર્શન અરે! એ દેવના?

સ્થાવર અને જંગમ તણા પાત્રો બનાવે પ્રેમથી,
ખાસા કરે જે ખેલ નટવર, નિત્યના શુભ નેમથી;
બહુએ કહે 'બહુ રૂપ' જેને, ગુણ ગણાય ન જેમના,
કરીએ કહો કઇ રીતથી, દર્શન અરે એ દેવના?

જે સર્વ પ્રાણી માત્રને સુખ આપનારા દેવ છે,
સાચા જગતની જાળના જે 'સુત્રધાર' સદૈવ છે;
જુગતે રમાડે જીવને જે કાંઇ યત્ન કર્યા વિના,
કરીએ કહો કઇ રીતથી દર્શન અરે એ દેવના?

નહિ સૂર્ય દેવ પ્રકાશ આપે, ચન્દ્ર પણ ચળકે નહિ,
બીજી બધી બહુ વસ્તુઓ, આ જગતમાં ઝળકે નહિ,
વાયુ વહે નહિ વિશ્વમાં, જેની જબર સત્તા વિના,
કરીએ કહો કઇ રીતથી, દર્શન અરે એ દેવના?

નિર્ગુણ અને નિર્દોષ, નિર્મળ, નિરાકાર, નિરંજન,
જેને જરૂર જનના ન પહોંચે વિવિધ વાણીને મન,
ચૈતન્ય સર્વે વસ્તુઓ સંસારમાં જડ જે વિના,
કરીએ કહો કઈ રીતથી દર્શન અરે એ દેવના?

જાણે જગતમાં થાય જે તે પ્રથમથી પલવારમાં,
પશુ પક્ષીઓ જન જાત ને જે સુખદ છે સંસારમાં,

પાલન અને પોષણ કરે છે અચીત રાખી એવના,
કરીએ કહો કઈ રીતથી દર્શન અરે એ દેવના ?

'કરીએ કહો કઈ રીતથી દર્શન અરે એ દેવના ?'
એ બોલ છે અજ્ઞાનથી ખોટી પડેલી ટેવના,
અણુમાત્ર પણ અળગો નથી, નિજપાસ નિત્ય મુકામ છે,
અનુભવ કરીને ઓળખ્યાનું એક કેવળ કામ છે.

(કેશવકૃત્તિ)

---

(ધનાશ્રી.)

બાનાની પત રાખ, પ્રભુ તારા બાનાની પત રાખ....ટેક.
બાના રે માટે જો દુઃખ દેશો તો, કોણ પુરે તારી સાખ ?–પ્રભુ૦
'રોહીદાસ'ની તમે રાબડી પીધી, નવ જોઇ જાત ને ભાત,
શાને માટે સન્મુખ રહીને તમે, 'નાઈ' કહેવાયા હો નાથ ?–પ્રભુ૦
'પ્રલ્હાદ'ની પ્રતિપાલણા પાળીને, સ્થંભમાં પૂર્યો વાસ,
તાતી કઢા તમે શીતળ કીધી 'સુધનવા'ને પાસ–પ્રભુ૦
'પંચાળી'ના પટકુળ પૂર્યાં ને, રાખી સભામાં લાજ;
સાગરમાંથી બૂડતો રાખ્યો, નામ કે'તા, 'ગજરાજ'–પ્રભુ૦
ઝેર હતાં તેનાં અમૃત કીધાં, આપ્યાં 'મીરાં'ને હાથ,
'મેહતા'ને મંડળિક મારવા આવ્યો ત્યારે, કેદારો લાવ્યા મધરાત–પ્રભુ૦
ભક્તોના તમે સંકટ ભાંગ્યાં ત્યારે, દૃઢ આવ્યો વિશ્વાસ,
નરસિંહના સ્વામીને કહું કરજોડી-જે, પુરો અંતરની આશ–પ્રભુ૦

–નરસિંહ શર્મા

---

# ક્યારે અંતરના ઉદ્દગાર પ્રભુને સંભારશે ?

ક્યારે અંતરના ઉદ્દગાર પ્રભુને સંભારશે રે ?
થઈ અન્યવૃત્તિથી વિવિક્ત[1] સ્વરૂપ વિચારશે રે........ક્યારે૦
ભવવિસ્તીર્ણ વૃત્તિથી ત્રાસી, સદ્દગુણ સંયમનો થઈ વાસી,
અન્ય અકર્તવ્ય ક્યારે સર્વ વિસારશે રે........ક્યારે૦
કર્તવ્ય કૃતિમાં વૃત્તિ વધારી, સન્મતિ જન્યસિદ્ધિ સુધારી,
સમગોપ્ય કૃતિમાં ક્યારે દૃષ્ટિ પ્રચારશે રે .. .. ક્યારે૦
દૃશ્ય વિષે દૃશ્યત્વ છોડી, લક્ષ્યવૃત્તિ અલક્ષ્યમાં જોડી,
સર્વવૃત્તિને ક્યારે એકત્ર ધારશે રે.. ........ ક્યારે૦
દુર્ગમ્ય કૃત-વિઘ્ન નિવારી, ક્યારે સ્વસાધક સંભારી,
હૃન્મંદિર ઉદ્દઘાટન[2] ક્રમ પ્રચારશે રે.......ક્યારે૦
વિશુદ્ધ તતનિષ્ટ તત્ત્વ નિહાળી, અત્યુજ્જવલ ત્યાં ધ્યેયને ભાળી,
'સોહં સોહં' ક્યારે હૃદય ઉદ્દગારશે રે..........ક્યારે૦
સચ્ચિદાનંદમય ત્યાં વૃત્તિ બનાવી, અન્ય સ્વરૂપ સમગ્ર તજાવી,
"હર્ષ" હર્ષ ક્યારે સર્વત્ર વિસ્તારશે રે........ ક્યારે૦

(જૈન હિતેચ્છુ-ઓક્ટો. ૧૯૦૭) —મુનિશ્રી હર્ષચંદ્રજી

---

૧= છૂટા, અલગ
૨= હૃન્મંદિર ઉદ્દઘાટન ક્રિયા=હૃદયરૂપી મંદિરને ખોલવાનો ક્રમ.

(દોહરો.)

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ.

શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ?

નથી આજ્ઞા ગુરૂદેવની, અચળ કરી ઉર માંહી;
આપ તણો વિશ્વાસ દઢ, ને પરમાદર નાંહી.

જોગ નથી સત્‌સંગનો, નથી સત્‌સેવા જોગ;
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ.

'હું પામર શું કરી શકું,' એવો નથી વિવેક;
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક.

અચિંત્ય તુજ મહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ.

અચળ રૂપ આસક્તિ નહિ, નહિ વિરહનો તાપ
કથા અલભ્ય તુજ પ્રેમની, નહિ તેનો પરિતાપ.

ભક્તિ માર્ગ પ્રવેશ નહિ, નહિ ભજન દઢ ભાન;
સમજ નહિ નિજ ધર્મની, નહિ શુભ દેશે સ્થાન.

કાળ દોષ કળિથી થયો, નહિ મર્યાદા ધર્મ;
તોયે નહિ વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ.

સેવાને પ્રતિકુળ જે, તે બંધન નથી ત્યાગ;
દેહેન્દ્રિય માને નહિ, કરે બાહ્ય પર રાગ.

તુજ વિયોગ સ્ફૂરતો નથી, વચન નયન યમ નાંહિ;
નહિ ઉદાસ અનભકતથી, તેમ ગૃહાદિક માંહી.

અહંભાવથી રહિત નહિ, સ્વધર્મ સંચય નાંહિ;
નથી નિવૃત્તિ નિર્મળપણે, અન્ય ધર્મની કાંઈ.

'એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય;
'નહિ એકકે સદ્ગુણ, મુખ બતાવું શુંય ?'

કેવળ—કરૂણા મૂર્તિ છો, 'દીનબન્ધુ' દીનનાથ;
પાપી પરમ 'અનાથ' છું, 'ગ્રહો પ્રભુજી હાથ.'

અનંતકાળથી આથડયો, વિના ભાન ભગવાન્;
સેવ્યા નહિ ગુરૂ સંતને, મૂકયું નહિ અભિમાન.

સંતચરણ આશ્રય વિના, સાધન કર્યા અનેક;
પાર ન તેથી પામિયો, ઉગ્યો ન અંશ વિવેક.

સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય ?

'પ્રભુ પ્રભુ લય લાગી નહિ,' 'પડયો ન સદ્ગુરૂ પાય;'
'દીઠા નહિ નિજદોષ તો,' 'તરિયે કોણ ઉપાય ?'

'અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;'
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય ?

પડી પડી તુજ પદ પંકજે, ફરિ ફરિ માગું એજ;
સદ્ગુરૂ સંત સ્વરૂપ તુજ, એ દઢતા કરિ દેજ.

(ભાદરવા સુદ ૮,–૧૯૪૭) —શ્રીમદ્ રાજચંદ્ર

( વસંતતિલકા છંદ )

ટાળો અહંપણું બધું મુજ અંતરેથી,
બંધુત્વ ભાવ સહુ સાથ રખાય જેથી;
ને સુખ કે દુઃખ મહીં સ્થીર થાય વૃત્તિ,
દ્યો એટલું બળ કૃપા કરીને વિભુજી !

વાળો પ્રવાહ મનના જનસેવનામાં,
અર્પી શકું હૃદયનો સહુ પ્રેમ એમાં;
સંસારની ખટપટો મહીંના બનું જી,
દ્યો એટલું બળ કૃપા કરીને વિભુજી !

નિહાળી નિર્ધન કદિ કરૂં ના ઉપેક્ષા,
ને ના ચહું વળી ખુશામત કેરી દિક્ષા;
માતૃભૂમિ તણી કરી શકું, નિત્ય ભકિત,
દ્યો એટલું બળ કૃપા કરીને વિભુજી !

વાળી શકું બળ બધું, તુજ પ્રેરણાએ
ખાળી શકું વહી જતું અવળી દિશાએ
ધારી શકું ચરણમાં, તુજ ઓ પિતાજી !
દ્યો એટલું બળ કૃપા કરીને વિભુજી !

( ગીતાંજલિનાં ૨૬મા ગીત ઉપરથી ) —સીતારામ જે. શર્મા.

---

(ગઝલ–કવાલી)

પ્રભુજી પાય હું લાગું, કૃપા બસ આપની માગું;
બીજું ના કાંઈ પણ યાચું, સૂણો તમ બાળની અરજી.
ભલું શેમાં ખરૂં મારૂં, નહીં હું તેહ પણ જાણું;
નથી કંઈ આપથી છાનું, સૂણો તમ બાળની અરજી.
અમી દૃષ્ટિ સદા હોજો જીવનમાં પ્રાણ સીંચવજો;
'કૃપાળુ'—છો, કૃપા કરજો, સૂણી તમ બાળની અરજી.

—વેલજી દે. શાહ.

(દોહરો.)

જળહળ જ્યોતિ સ્વરૂપ તું, કેવળ કૃપાનિધાન:
પ્રેમ પુનિત તુંજ પ્રેરજે, ભય ભંજન ભગવાન.

નિત્ય નિરંજન નિત્ય છો, ગંજન ગંજ ગુમાન;
અભિવંદન અભિવંદના, ભયભંજન ભગવાન.

ધર્મ ધરણ તારણ તરણ, શરણ ચરણ સન્માન;
વિઘ્નહરણ, પાવનકરણ, ભય ભંજન ભગવાન.

ભદ્રભરણ, ભ્રાંતિ હરણ, સુધા ઝરણ શુભવાન;
ક્લેશહરણ, ચિંતાચુરણ, ભય ભંજન ભગવાન.

અવિનાશી અરિહંત તું, એક અખંડ અમાન:
અજર અમર અણજન્મ તું, ભય ભંજન ભગવાન.

આનંદી અપવર્ગિ તું, અકળ ગતિ અનુમાન:
આશિષ અનુકૂળ આપજે, ભય ભંજન ભગવાન.

નિરાકાર નિર્લેપ છો, નિર્મળ નીતિ નિધાન:
નિર્મોહક નારાયણા, ભય ભંજન ભગવાન.

સચરાચર સ્વયંભૂ પ્રભુ, સુબુદ્ધ સોંપજે સાન;
સૃષ્ટિનાથ સર્વેશ્વરા, ભય ભંજન ભગવાન.

સંકટ શોક સકળ હરણ, નૈતમ જ્ઞાન નિધાન;
ઇચ્છા વિકળ અચળ કરો. ભય ભંજન ભગવાન.

આધિ, વ્યાધિ, ઉપાધિને, હરે. તંત તોફાન;
કરૂણાળુ કરૂણા કરો, ભય ભંજન ભગવાન.

કિંકરની કંકર મતિ, ભુલ ભયંકર ભાન:
શંકર તે સ્નેહે હરો, ભય ભંજન ભગવાન.

શક્તિ શિશૂને આપશો, ભક્તિ મુક્તિનું દાન;
તુજ યુક્તિ જાહેર છે, ભય ભંજન ભગવાન.
નીતિ, પ્રીતિ, નમ્રતા, ભલી ભક્તિનું ભાન;
આર્ય પ્રજાને આપશો, ભય ભંજન ભગવાન.
દયા શાંતિ ઔદાર્યતા, ધર્મ મર્મ મન ધ્યાન;
સંપ જંપ વણુ કંપ દે, ભયભંજન ભગવાન.
હર આળસ એદીપણું, હર અઘ ને અજ્ઞાન;
હર ભ્રમણા ભારત તણી, ભયભંજન ભગવાન.
તન, મન, ધન ને અન્નનું, દે સુખ સુધા સમાન;
આ અવનીનું કર ભલું, ભય ભંજન ભગવાન.
વિનય વિનંતિ 'રાય'ની, ધરો કૃપાથી ધ્યાન;
માન્ય કરો મહારાજને, ભયભંજન ભગવાન.

—શ્રીમદ્ રાજચંદ્ર

---

મારી નાડ તમારે હાથે, પ્રભુ સંભાળજો રે,
મુજને પોતાનો જાણીને, પ્રભુપદ પાળજો રે...ધ્રુવ.
પથ્યાપથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું,
મને હશે શું થાતું, નાથ નિહાળજો રે....મારી નાડ.
અનાદિ આપ વૈદ્ય છો સાચા, કોઈ ઉપાય વિષે નહિ કાચા,
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે....મારી નાડ.
વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો?
મહા મુંઝારો મારો, નટવર ટાળજો રે....મારી નાડ.
કેશવ હરિ મારૂં શું થાશે? ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે?
લાજ તમારી જાશે, ભૂધર ભાળજો રે....મારી નાડ.

—કેશવકૃત્તિ

---

૧કુંદન કે હમ ૨ડલે હૈ, જબ ચાહે તૂ ૩ગલા લે;
૪બાવર ન હો તો હમકો, લે આજ આજમા ૫લે.
જૈસે તેરી ખુશી હો, સબ નાચ તૂ નચા લે;
સબ ૬છાન–બીન કર લે, હર ૭તૌર દિલ ૮જમા લે.
રાજી હૈ હમ ઉસીમેં, જિસમેં તેરી ૯રજા હૈ;
યહાં ૧૦યૂંભી વાહ વાહ હૈ, ઔર ૧૧વૂંભી વાહ વાહ હૈ. ૧

યા દિલસે અબ ખુશ હો કર, કર હમકો પ્યાર પ્યારે;
યા તેગ ૧૨ખેંચ ૧૩જાલિમ! ટુકડે ઉડા હમારે.
જીતા રખે તૂ હમકો, યા ૧૪તનસે ૧૫સિર ઉતારે;
અબ **રામ** તેરા આશક, કહતા હૈ યૂં પુકારે.
"રાજી હૈં હમ ઉસીમેં, જિસમેં તેરી રજા હૈ;
*યહાં યૂંભી વાહ વાહ હૈ, ઔર વૂંભી વાહ વાહ હૈ. ૨

---

**ભાવાર્થ**:—હે પ્રભુ અમે તો કુંદનના ટુકડા છીએ, તારી મરજીમાં આવે ત્યારે ગાળી જો; અને વિશ્વાસ ન હોય, તો ભલે આજેજ એની

---

* સ્વામિ રામતીર્થ બી. એ. ની પરિક્ષામાં નિષ્ફળ નીવડયાથી તેમના હૃદયને ઘણું કારી ઘા લાગ્યો. પરમાત્મા પાસે આશ્વાસન મેળવવા નેત્રમાંથી આંસુની વહેતી ધારાએ મજકુર પ્રાર્થના કરી હતી. (જુઓ સ. સા. કાર્યાલયની સ્વામિ રામતીર્થ ગ્રં. ૪ જીવન કથા વિભાગની આવૃતિ. પૃષ્ઠ. ૪૨–૪૩.)

૧ સોનું ૨ ઢાળેલા કકડા ૩ ગાળી લે ૪ નિશ્ચય, વિશ્વાસ ૫ અજમાવી લે ૬ તપાસ ૭ રીત ૭ રીતે ૮ ખાત્રી કરી લે ૯ મરજી ૧૦ આમ ૧૧ તેમ ૧૨ તલવાર ૧૩ જુલમી ૧૪ શરીરથી ૧૫ મસ્તક

અજમાયશ કરી લે. તારી ખુશીમાં આવે તેમ અમને નાચ નચાવી લે, બધી રીતે તપાસી જો, હરેક રીતે ખાત્રી કરી લે; અમે તો તારી જેવી ઇચ્છા હોય તેમ રહેવામાં રાજી છીએ. અહિં તો આમ પણ વાહવાહ છે અને એમ પણ વાહવાહ છે. (૧) અંતઃકરણથી પ્રસન્ન થઇને અમારા ઉપર પ્રીતિ કર અથવા હે જુલ્મગાર! તલવાર ખેંચીને અમારા ટુકડે ટુકડા ઉડાવી દે. અમને જીવતા રાખ અથવા ધડથી મસ્તક જુદું કરી નાંખ. આ તારો ભક્ત રામ હવે તો પોકારી પોકારીને કહે છે કે, અહીં તો આમ પણ વાહવાહ છે અને એમ પણ વાહ વાહ છે. (૨)

## પ્રભુની ભક્તિને માટે

(ગઝલ-કવાલી)

અમે આ દેહ ધારી છે, પ્રભુની ભક્તિને માટે,
વળી માયા વિસારી છે, પ્રભુની ભક્તિને માટે.

તજ્યાં માતા અને પિતા, તજી વ્હાલી ગુણી દારા,
તજ્યાં અમ ગૃહ રૂપાળાં, પ્રભુની ભક્તિને માટે.

કર્યાં બહુ કૃત્ય અણગમતાં, અહાહા! દુઃખ થાયે છે,
હવે બસ ધી× સુધારી, છે, પ્રભુની ભક્તિને માટે.

ટુંકારા કંઈકને દીધા, અવળચંડા બહુ કીધાં,
પડેલી ટેવ ટાળી છે, પ્રભુની ભક્તિને માટે.

ધર્યા શણગાર બહુ અંગે, હવે અમને નથી ગમતાં,
ભભુતિ દીલ લગાવી છે, પ્રભુની ભક્તિને માટે;

"અલેકે" ભેખ લગાવાને, પ્રથમ લાજીમ હતી ભારી,
હવે લાજીમ છોડી છે, પ્રભુની ભક્તિને માટે.

(સેવક-જુન-જુલાઈ-૧૯૧૯) એમ. એ. શાહ.

× બુદ્ધિ.

## " હો ! ભૂધરા ! ભૂલાં પડયાં."

અમે જાતાં'તા જલધિને ઘાટે,
મુક્તિની વાટેઃ હો ભૂધરા ! ભૂલાં પડયાં.

નથી નૌકા કે નાવિક કોઈ નથી,
તૃણ તરવા મળે નહિ, મરીયે મથી;
મહા સિંધના પાતાળ ફાટે, ડુબાવવા માટે....હો ભૂધરા૦

મહા જળચર પ્રાણીઓ વેગે ધસે,
એને જઠરે જગત્ રંધાયાં દીસે;
આખા દરિયા માંહે એ ગુલાંટે, અંગ અંગ ચાટે...હો ભૂધરા૦

મહાપ્રલય વંટોળીઓ વાયા કરે,
ગિરિ જેવડાં મોજાં દિશ દિશ ભરે;
અમે લેવાઈ લોઢને ઝપાટે, પવન કેરે પાટે...હો ભૂધરા૦

ઘન ઘેર્યું આકાશ અંધારૂં બધે,
હાથ હાથ સૂઝે નહિ, હૈયાં રૂંધે;
પડી જાશે આ પ્રાણ ઉચાટે, દટંતર દાટે....હો ભૂધરા૦

મૂકી નાઝા પાણીડાં ફરી વળ્યાં,
ધર્મ, કર્મ ઓવારા ધોવાઈ ગયા;
નહિ કોઈ સર્વસ્વને સાટે; ઉગારે વિરાટે....હો ભૂધરા૦

'કાળ' આગળ કોઈનું ચાલે નહિ,
અમે ઝીલતાં સાગરને હથેલી મહીં:
હશે ડૂબવું લખેલું લલાટે, સૃષ્ટિના સલાટે....હો ભૂધરા૦

હજુ શ્રધ્ધા નથી હોલાણી હૈયે,
અમે આશાભર્યા નામ તારૂં લઈએ;
અમે પાર ઉતરશું સપાટે, નહિ કોઈ માટે.....હો ભૂધરા૦

દુઃખ ઠાલાં ગાવાં શાં દુઃખીઆં કને ?
ધાઓ ધાઓ હરિ ઝટ તારો મને;
હૃદય ઉઘડે અંતરના કપાટે, જો તું ઝળહળાટે....હો ભૂધરા૦

(જ્ઞાન પ્રચાર-જુન ૧૯૨૫) —શ્રી હંસરાજ અંધ કવિ

---

રાગ-ધનાશ્રી.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ. ટેક.
નર નારી પશુ પંખીની સાથે (૨)
જીવ જંતુનું તમામ .... .... .... દયાળુ પ્રભુ૦
જગના વાસી સૌ સુખ ભોગવે (૨)
આનંદ આઠો જામ ... ... ... દયાળુ પ્રભુ૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ (૨)
લડે નહિ કોઈ ગામ ... ... ... દયાળુ પ્રભુ૦
સર્વે જગે સુખકારી વધે ને (૨)
વળી વધે ધન-ધાન્ય ... ... ... દયાળુ પ્રભુ૦
કોઈ કોઈનું બુરૂં ન ઈચ્છે (૨)
સરવે જોય સમાન .... ... ... દયાળુ પ્રભુ૦
પોત પોતાના ધર્મ પ્રમાણે (૨)
સર્વે ભજે ભગવાન ... ... ... દયાળુ પ્રભુ૦

મંગલ મંદિર ખોલો, દયામય! મંગલ મંદિર ખોલો. ધ્રુવ૦
જીવનવન અતિ વેગે વટાવ્યું, દ્વાર ઉભો શિશુ ભોળો,
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો, શિશુને ઉરમાં લ્યો લ્યો. મંગલ૦
નામ મધુર તમ રટ્યો નિરંતર, શિશુ સહ પ્રેમે બોલો,
દિવ્યતૃષાતુર આવ્યો બાલક, પ્રેમ **અમીરસ** ઢોળો. મંગલ૦

---

સમરને શ્રીહરિ મેલ મમતા પરી, જોને વિચારી મૂળ તારૂં,
તું અલ્યા કોણ ને કોને વળગી રહ્યો, વગર સમજે કહે મારૂં મારૂં. ૧
દેહ તારી નથી જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે,
દેહસંબંધ તજ્યે અવનવા બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વ્હાયે. ૨
ધન તણું ધ્યાન તું અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી,
પાસે છે પિયુ અલ્યા તેને નવ પરખિયો, હાથથી બાજી ગઈ થયો ખોટી. ૩
ભરનિદ્રા ભર્યો રૂંધી ઘેર્યો ઘણો સંતના શબ્દ સુણી કાં ન જાગે ?
ન જાગતાં **નરસૈંયા** લાજ છે અતિ ઘણી, જન્મોજન્મ તારી ખાંત ભાગે ૪

---

અખિયાં હરિ દરશન કી પ્યાસી (૨)
દેખ્યો ચાહત કમલનૈન કો, નિસિદિન રહત ઉદાસી...અખિયાં૦
આયે ઉધો ફિરિ ગયે આઁગન, ડારિ ગયે ગર ફાઁસી....અખિયાં૦
કેસરિ તિલક મોતિન કી માલા વૃન્દાવન કો વાસી....અખિયાં૦
કાહૂ કે મન કી કોઉ ન જાનત, લોગન કે મન હાઁસી....અખિયાં૦
**સૂરદાસ** પ્રભુ! તુમરે **દરસ બિન**, લેહૌં કરવટ કાસી....અખિયાં૦

---

## મહાવીર અમને પાર ઉતારો

મહાવીર અમને પાર ઉતારો, અમને સેવક તરીકે સ્વીકારો—ટેક
ભ્રમિતપણે ભટકયા ભવભવમાં, આવ્યો ન દુઃખનો આરો;
મોહની કર્મ મુંઝાવી મુંઝાવી, વ્યાધિનો કરે છે વધારો. મહાવીર૦
સત્ય-અસત્ય નથી સમજાતું, માયા કરે છે મુંઝારો;
ભકતવત્સલ તમે ભવદુઃખભંજન, આશ્રિત જાણી ઉગારો. મહાવીર૦
દુરિત અનેકથી દગ્ધ થયેલા, સાહેબ અમને સુધારો;
દોષ તરફ દષ્ટિ નવ કરશો, એ અરજી અવધારો. મહાવીર૦
અધમ ઉધ્ધારક તારક જીનવર, વિપત્તિ અમારી વિદારો;
શુધ્ધ સ્વરૂપી સહજાનંદી, નાથ ન કરશો ન્યારો. મહાવીર૦
જેવા તેવા તોય તમારા, વિભુ અમને ન વિસારો;
**સંતશિષ્યના** મન મંદિરમાં, પાવન કરવા પધારો. મહાવીર૦

—મુનિશ્રી નાનચંદ્રજી.

---

બેર બેર નહિ આવે, અવસર બેર બેર નહિ આવે.
જ્યું જાણે ત્યું કર લે ભલાઇ, જનમ જનમ સુખ પાવે—અવસર૦
તન, ધન, જોબન સબ હી જુઠો, પ્રાણ પલકમેં જાવે—અવસર૦
તન છૂટે, ધન કોન કામકો? કાયા કુ કૃપણ કહાવે—અવસર૦
જા કે દિલમેં સાચ બસત હે, તા કુ જુઠ ન ભાવે—અવસર૦
**આનંદઘન** પ્રભુ ચલત પંથમેં સમરી સમરી ગુણ ગાવે—અવસર૦

---

## પ્રભુજી! તુમ ચંદન હમ પાની

પ્રભુજી! તુમ **ચંદન,** હમ **પાની,**
જાકી અંગ અંગ બાસ સમાની—પ્રભુજી૦

પ્રભુજી, તુમ **ઘન** બન હમ **મોરા,**
જૈસે ચિતવત ચંદ ચકોરા—પ્રભુજી૦

પ્રભુજી તુમ **દીપક** હમ **બાતી,**
જાકી જોતિ બરૈ દિન રાતી—પ્રભુજી૦

પ્રભુજી તુમ **મોતી** હમ **ધાગા,**
જૈસે સોનહિં મિલત સુહાગા—પ્રભુજી૦

પ્રભુજી તુમ **સ્વામી,** હમ **દાસા,**
ઐસી ભક્તિ કરૈ **રૈદાસા**—પ્રભુજી૦

---

વૈષ્ણવ જન તો તેને કહિયે, જે પીડ પરાઈ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે.—વૈષ્ણવ૦
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે.—વૈષ્ણવ૦
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે,
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે-વૈષ્ણવ૦
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામનામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે—વૈષ્ણવ૦
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે,
ભણે **નરસૈંયો** તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યા રે—વૈષ્ણવ૦

---

સંત પરમ હિતકારી, જગત માંહી ॥ ધ્રુવ ॥
પ્રભુપદ પ્રગત કરાવત પ્રીતિ, ભરમ મિટાવત ભારી—સંત૦
પરમ કૃપાળુ સકળ જીવન પર, હરિ સમ સબ દુઃખહારી—સંત૦
ત્રિગુણાતીત ફિરત તનત્યાગી રીત જગતસે ન્યારી—સંત૦
**બ્રહ્માનંદ** સંતનકી સોબત, મિલત હૈ પ્રકટ મુરારી—સંત૦

---

ઈસ તન ધન કી કૌન બડાઇ, દેખત નેનોં મેં મિટી મિલાઇ ॥ધ્રુવ
અપને ખાતર મહલ બનાયા, આપહિ જા કર જંગલ સોયા-
હાડ જલે જૈસે લકડી કી મોલી, બાલ જલે જૈસી ઘાસ કી પોલી-
કહત **કબીરા** સુન મેરે ગુનિયા, આપ મુવે પિછે ડુબ ગઇ દુનિયા-

---

નામ જપન ક્યોં છોડ દિયા ? નામ જપન ક્યોં છોડ દિયા ?
ક્રોધ ન છોડા, ઝૂઠ ન છોડા, સત્યવચન ક્યોં છોડ દિયા ? ॥ધ્રુવ॥
ઝૂઠે જગમેં દિલ લલચા કર, અસલ વતન ક્યોં છોડ દિયા ?
કૌડી કો તો ખૂબ સમ્હાલા, લાલ રતન ક્યોં છોડ દિયા ? ॥૧॥
જિહિ સુમિરન તે અતિ સુખ પાવે, સો સુમિરન ક્યોં છોડ દિયા, !
**ખાલસ** ઇક ભગવાન **ભરોસે**, તન, મન, ધન ક્યોં ન છોડ દિયા ?॥૨॥

---

સમઝ દેખ મન મીત પિયારે આસિક હોકર સોના ક્યા રે
રૂખા સુખા ગમ કા ટુકડા ફીકા ઔર સલોના ક્યા રે ॥
પાયા હો તો દે લે પ્યારે પાય પાય ફિર ખોના ક્યા રે ।
જિન આંખિન મેં નીંદ ઘનેરી, તકિયા ઔર બિછૌના ક્યા રે ॥
કહે **કબીર** સુનો ભાઈ સાધો, સીસ દિયા તબ રોના ક્યા રે ॥

---

## ઉપશમ વિના મુક્તિ નહિ

જબ લગ ઉપશમ નાહીં રતિ
તબ લગ જોગ ધરે ક્યૌં હોવે, નામ ધરાવે જતિ. ॥ જબ ॥
કપટ કરે તૂ બહુવિધ ભાંતે, ક્રોધે જલે છતિ,
તાકો ફલ તૂ કયા પાવેગો, ગ્યાન બિના નાહીં બતી. ॥ જબ ॥
ભૂખ તરસ ઔર ધૂપ સહત હૈ, કહે તું બ્રહ્મવ્રતી,
આપ કેલવે માયા મંડે, મનમેં ધરે વ્યકિત. ॥ જબ ॥
ભસ્મ લગાવત ઠાઢો રહેવત, કહત હે હું વસતી,
જંત્ર મંત્ર જડી બૂટી ભેષજ, લોભ વશ મૂઢમતિ. ॥ જબ ॥
બડે બડે બહુ પૂર્વધારી, જિનમેં શકિત હુતી,
સો ભી ઉપશમ છોડી બિચારે, પાયે નરક ગતિ. ॥ જબ ॥
કોઉ ગ્રહસ્થ કોઉ હોવે વૈરાગી, જોગી ભગત જતિ,
અધ્યાતમ ભાવે ઉદાસી રહોગે, પાવેગો તબહી મુગતિ. ॥ જબ ॥
શ્રી નયવિજય વિબુધવર રાજે, જાને જગ કીરતિ,
શ્રી જસવિજય ઉપઝાય પસાયે, હેમ પ્રભુ સુખ સંતતિ ॥ જબ ॥

મુનિશ્રી જસવિજયજી

---

ગુરૂ બિન કોન બતાવે બાટ, બડા બિકટ યમ ઘાટ—ટેક
ભ્રાન્તિ કી પહાડી નદિયા બિચમો, અહંકાર કી લાટ—ગુરૂ૦
મદમત્સર કા મેહ બસરત, માયા પવન બહે દાટ—ગુરૂ૦
કહત કબીરા સુનો ભાઈ સાધો, કયોં તરના યહ ઘાટ?—ગુરૂ૦

---

## આત્માની અજબ જ્યોત!

અજબ જોત હૈ તેરી, હો આતમ! અજબ જોત હૈ તેરી.
તૂ પરમાતમ તૂ પરમાગમ, લબધિ રિદ્ધિ સબ તેરી.—હો૦
સિદ્ધિ બુદ્ધિ હૈ તૂ સિદ્ધિ સાધક, તૂ ગુન કુસુમ ચંગેરી:
તેરા ગુન ગોરસ ગુનવે કો, મુદિત ભઈ મતિ મેરી.—હો૦
ચિદાનંદ ચેતન તૂ ચાતુર, સુરતિ સુધ્ધ તૂ હૈ ચેરી;
ભુલો કહાં ભમે યા ભવ મેં, ભઈ અનંતી ફેરી.—હો૦
દૂર નહીં યા ઘટ મેં તોહિ સબ, બ્રહ્મ જ્ઞાન કી સેરી:
માયા મોહ તિમિર દલ જ્ઞાન કલા ગતિ ઘેરી.—હો૦
**વિનય** સ્વરૂપ સંભારો અપનો, દુર્મતિ દૂર ઉખેરી,
આપહીં અપના આપ વિચારો, મુગતિ ભઈ **અબ** મેરી.—હો૦

---

## રામ કહો રહમાન કહો

રામ કહો રહમાન કહો કોઉ, કાન કહો મહાદેવ રી;
**પારસનાથ** કહો કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવ રી—રામ૦
ભાજનભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપી રી;
તૈસે ખંડ કલ્પનારોપિત, આપ અખંડ સરૂપ રી—રામ૦
નિજપદ રમે 'રામ' સો કહિયે, **રહિમ** કરે 'રહિમાન' રી;
કરશે કરમ 'કાન' સો કહિયે, 'મહાદેવ' નિર્વાણ રી—રામ૦
પરસે રૂપ 'પારસ' સો કહિયે, બ્રહ્મ ચિન્હે સો 'બ્રહ્મ' રી;
ઈહ વિધિ સાધો આપ **આનંદઘન**, ચેતનમય નિકર્મ રી—રામ૦

---

મૈં તો બિરદ ભરોસે બહુનામી !
સેવા સુમિરન કછુવે ન જાનૂં, સુનિયો પરમ ગુરૂ સ્વામી. ધ્રુ૦
ગજ અરૂ ગીધ તારિ હૈ ગણિકા, કુટિલ અજામિલ કામી.—મૈં૦
કોહિ સાખ શ્રવણે સુનિ આયો, ચરણ શરણ સુખધામી.
પ્રેમાનંદ તારો કે મારો, સમરથ અંતરયામી.—મૈં૦

---

## સદ્‌ગુરૂ પ્રત્યે પ્રાર્થના

ગુરૂ મુકત થવાનો અપૂર્વ માર્ગ બતાવજો રે—ટેક.
ગંડુ બની બહુ કાળ ગુમાવ્યો, અથડામણનો પાર ન આવ્યો,
નાલાયકમાં લાયકતા હવે લાવજો રે ..............ગુરૂ૦
તિમિર તમામ સ્થળે છવરાયું, હિત અહિત જરા ન જણાયું,
અંધકારમાં પ્રકાશને પ્રગટાવજો રે .... .... ........ગુરૂ૦
દર્દીના છે અનેક દોષો, જડતા સામું કદી નવ જોશો,
વિશાળ દષ્ટિ કરીને અમી વરસાવજો રે ........ગુરૂ૦
ઉર્ધ્વસ્થાન શુભ વૃત્તિ ચડે છે, અનેક વિઘ્ન ત્યાં આવી નડે છે.
આ અગવડની સરસ દવા સમજાવજો રે ........ગુરૂ૦
અલગ રહે અકળામણ મારી, નિર્બળતા રહે સદાય ન્યારી;
દયા કરીને એવી ચાંપ દબાવજો રે ..............ગુરૂ૦
અંજન નેત્રે અજબ લગાવો, સત્ય રહસ્ય મને સમજાવો;
શંકા ફરી ઉપજે નહીં, એમ સમાવજો રે ........ ગુરૂ૦
**જન્મ-મરણ જાયે 'ગુરૂ' મારા, નીકળીને દોષો રહે ન્યારા;**
**'સંત' 'શિષ્ય'ને એવું સ્વરૂપ સુણાવજોરે.......ગુરૂ૦**

મુનિશ્રી નાનચંદ્રજી.

## સદ્‌ગુરૂનો મહિમા

સદ્‌ગુરૂ શરણુ વિના અજ્ઞાનતિમિર ટળશે નહિ રે.
જન્મ મરણુ દેનારૂં બીજ ખરૂં બળશે નહિ રે. ધ્રુવ૦
પ્રેમામૃતવચપાન વિના, સાચા ખોટાના ભાન વિના,
ગાંઠ હૃદયની જ્ઞાન વિના ગળશે નહિ રે....... સદ્‌ગુરૂ૦
શાસ્ત્ર પુરાણુ સદા સંભારે, તન મન ઇંદ્રિય તત્પર વારે,
વગર વિચારે વળમાં સુખ રળશે નહિ રે .... સદ્‌ગુરૂ૦
તત્ત્વ નથી મારા તારામાં, સુજ્ઞ સમજ નરતા સારામાં,
સેવક–સુત–દારામાં દિન વળશે નહિ રે.... સદ્‌ગુરૂ૦
**કેશવ** હરિની કરતાં સેવા, પરમાનંદ બતાવે તેવા,
'શોધ' વિના સજ્જન એવા મળશે નહિ રે.... ...સદ્‌ગુરૂ૦
(કેશવકૃતિ)

---

## આશા

આશા ઓરનકી કયા કીજે જ્ઞાન સુધારસ પીજે. ટેક
ભટકે દ્વાર દ્વાર લોકન કે, કૂકર આશા ધારી,
આતમ અનુભવ રસકે રસિયા, ઉતરે ન કબહુ ખુમારી. આશા૦
આશા દાસી કે જે જાયે, તે જન જગ કે દાસા,
આશા દાસી કરે જે નાયક, લાયક અનુભવ પ્યાસા. આશા૦
મનસા પ્યાલા પ્રેમ મસાલા, બ્રહ્મઅગ્નિ પરજાલી,
તન ભાઠી અટવાઈ પીએ કસ, જાગે અનુભવ લાલી. આશા૦
આગમ પિયાલા પિયો મતવાલા, ચિન્હી અધ્યાતમ વાસા,
**આનંદઘન** ચેતન વ્હૈ ખેલે, દેખે લોક તમાસા. આશા૦

---

## સંત.

શાન્તિ પમાડે તેને તે સંત કહીએ,
તેના દાસના દાસ થઈ રહીએ,
હાં રે તેના ભકતને આધીન થઈ રહીએ—શાન્તિ.

વિદ્યાનું મૂળ નવિ પુરૂં જાણ્યું,
ત્યારે પંડ્યાનો માર શીદ ખાઈએ?—શાન્તિ.

ખાધી ગોળીને રોગ જ્યારે ઉભો,
ત્યારે તેની તે ગોળી શીદ ખાઈએ?—શાન્તિ.

લીધો વળાવો ને ચોર જ્યારે લૂંટે,
ત્યારે તેની સંગાથ શીદ જઈએ?—શાન્તિ.

'કલ્પવૃક્ષ' સેવ્યું ને દાળીદ્ર ઉભું,
ત્યારે તેની છાયામાં શીદ રહીએ?—શાન્તિ.

રાજાની નોકરીને ભુખ નવી ભાગે,
ત્યારે તેનો તે ભાર શીદ વહીએ?—શાન્તિ.

કીધા ગુરૂ ને દુઃખ નવી જાએ,
ત્યારે તેના ચેલા તે શીદ થાઈએ?—શાન્તિ.

નામ અનામ મારા ગુરૂએ બતાવ્યું,
તે તો રાખ્યું છે મેં મારા હૈયે—શાન્તિ.

(મળેલું.)

———

( દોહરા. )

બિના નયન પાવે નહિ, બિના નયનકી બાત:
સેવે સદ્‌ગુરૂ કે ચરન, સો પાવે સાક્ષાત.
બુઝી ચહત જો પ્યાસકો, હે બુઝનકી રીત:
પાવે નહિ ગુરૂગમ વિના એહી અનાદિ સ્થીત.
એહી નહિ હે કલ્પના, એહિ નહિ વિભંગ:
કયિ નર પંચમ કાળમેં, દેખી વસ્તુ અભંગ.
નહિ દે તું ઉપદેશકું, પ્રથમ લેહિ ઉપદેશ:
સબસે ન્યારા અગમ હે, વો જ્ઞાનિકા દેશ.
જપ તપ, ઔર વ્રતાદિ સબ, તહાં લગી ભ્રમ રૂપ:
જહાં લગી નહિ સંતકી, પાઈ કૃપા અનુપ.
પાયાકી એ બાત હે, નિજ છંદન કો છોડ:
પીછે લાગ સત્પુરૂષકે, તો સબ બંધન તોડ.
( ૧૯૪૭ ) —શ્રીમદ્ રાજચંદ્ર.

---

અબ હમ અમર ભયે ન મરેંગે (૨).
યા કારન મિથ્યાત દિયો તજ, કયોં કર દેહ ધરેંગે—અબ૦
રાગ-દ્વેષ જગ બંધ કરત હે, ઇનિકો નાશ કરેંગે,
મર્યો અનંત કાલ તે પ્રાની, સો હમ કાલ હરેંગે—અબ૦
દેહ વિનાશી હું અવિનાશી, અપની ગતિ પકરેંગે,
નાસીનાસી હમ થીરવાસી ચોખે વ્હૈ નિખરેંગે—અબ૦
મર્યો અનંત વાર બિન સમજ્યો, અબ સુખ દુઃખ વિસરેંગે,
**આનંદઘન** નિપટ **નિકટ અક્ષર** દો, નહિ સમરે સો **મરેંગે**—અબ૦

---

ગુરૂ સંગ વિના, મોહ માયા ને મનનો પાર ન આવે,
શી શોધ કરૂં, અજાણુ નરને અંધારે કયમ ફાવે ?—ગુરૂ૦
મન મોહ માયા એક થઈ ચાલે, મહીપતિ થઈને મંદિર મહાલે,
એને સદ્‌ગુરૂ વશ કરીને ઝાલે... ... ......ગુરૂ સંગ વિના.૦
ધન તન સામું જોઈ મન લાવે, એને ઘણી ઉંઘ ભોજન ભાવે,
કહો પૂરણ પદ એ કયમ પાવે ?........ ..........ગુરૂ સંગ વિના૦
મન ગુરૂને ધંધે નવ ધાવે, તે ઘણો કેર કરે દરદાવે,
મનગમતું પોતાનું ગાવે.....................ગુરૂ સંગ વિના૦
'મન' ગુરૂ સંગે ઘરમાં આવે, પછી **ખરૂં ધન** પોતે ખાવે,
મન **અલખ ઓળખી** ગુરૂ તાવે.................ગુરૂ સંગ વિના૦

---

## સમતાવંતની વિરલતા

નિર્પક્ષ વિરલા કોઈ, અવધુ ! નિર્પક્ષ વિરલા કોઈ,—ટેક
દેખ્યા જગ સહુ જોઈ, અવધુ નિર્પક્ષ વિરલા કોઈ.
સમરસ ભાવ ભલા ચિત્ત જાકે, થાપ ઉથાપ ન હોઈ,
અવિનાશીકે ઘરકી બાતાં, જાણેંગી જન સોઈ.—અવધુ૦
રાવ—રંકમેં ભેદ ન જાને, કનક ઉપલ સમ લેખે,
નારી નાગણીકો નહિ પરિચય, તે શિવમંદીર પેખે.—અવધુ૦
સ્તુતિ-નિંદા શ્રવણ કરીને, હરખ-શોક નવ આણે,
તે જગમેં જોગીશ્વરા પૂરા, નિત્ય ચઢતે ગુણ ઠાણે—અવધુ૦
ચંદ્ર સમાન સૌમ્યતા જાકી, સાયર જિમ ગંભીરા,
અપ્રમત્ત ભારંડ પરે નિત્ય, સુરગિરિ સમ સુવિધીરા.—અવધુ૦
પકંજ નામ ધરાય પંકશું, રહત કમલ જયું ન્યારા,
ચિદાનંદ ઐસે જન ઉત્તમ, વો 'સાહેબ'કા પ્યારા.—અવધુ૦

---

## આપ સ્વભાવમાં મગનતા

આપ સ્વભાવમાં રે, અવધુ ! સદા મગન મેં રહેનાં,
જગત જીવ હે કર્માધીના, અચરિજ કછુઅ ન લીના.—આપ૦

તુમ નહિ કેરા, કોઈ નહિ તેરા, કયા કરે મેરા મેરા ?
તેરા હે સો તેરી પાસે, અવર સબે અનેરા—આપ૦

વપુ વિનાશી તું અવિનાશી, અબ હે ઇનકું વિલાસી;
વપુ સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી—આપ૦

રાગને રીસા દોય ખવીશા, એ તુમ દુઃખકા દીશા;
જબતુમ ઈનકું દૂર કરીશા, તબ તુમ જગકા ઈશા.—આપ૦

પરકી આશા સદા નિરાશા, એ હે જગજન પાસા,
તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખવાસા.—આપ૦

કબહીંક કાજી કબહીંક પાજી, કબહીંક હુઆ અપભ્રાજી;
કબહીંક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્‌ગલકી બાજી—આપ૦

શુદ્ધ ઉપયોગ ને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મ કલંક કુ દૂર નિવારી, જીવ વરે શિવનારી.—આપ૦

---

ઘૂંગટ કા પટ ખોલ રે તોહે રામ મિલેંગે—ટેક
ઘટ ઘટ રમતા રામ રમૈયા, કટુ વચન મત બોલ...તોહે૦
રંગ મહલ મેં દીપ બરત હૈ, આસનસે મત ડોલ...તોહે૦
કહત **કબીર** સુનો ભાઈ સાધુ, અનહત બાજત ઢોલ...તોહે૦

---

## મુખડા કયા દેખે દરપનમેં ?

મુખડા કયા દેખો દરપનમેં, તેરે દયા ધરમ નહિ મનમેં—મુખડા૦ ટેક
કાગલ કી તો નાવ બનાઈ, તરતી છોડી જલમેં,
ધરમી ધરમી પાર ઉતર ગયે, પાપી ડૂબે છીનમે—મુખડા૦
જબ લગ ફૂલ રહે ફૂલવાડી, વાસ રહે નિજ ફૂલનમેં,
એક દીન ઐસી હો જાવેગી, ખાખ ઉડેગી તનમે—મુખડા૦
ચુઆ ચંદન અબીર અરગજા, શોભે ગોરે તનમેં,
ધન જોબન ડુંગરકા પાની, ઢલ જાવેગા છિનમેં.—મુખડા૦
નદિયો ગહેરી નાવ પુરાની, ઉતર ચલે સુગમ મેં,
ગુરૂ મુખ હોએ સો પાર ઉતરે, નગુરા રોવે વનમેં,—મુખડા૦
કોડી કોડી માયા જોડી, સુરત રહે નિજ ધનમેં,
દસ દરવાજે ઘેર લીયે, જબ રહ ગઇ મનકી મનમેં.—મુખડા૦
પગીઆ પાગ સમારે, લેત જુલી જુલ તનમેં,
કહત **કબીરા** સુનો ભાઈ **સાધુ**, એ કયા લઢ રહે મનમેં.-મુખડા૦

---

## મ્હોં નહિ પણ હૃદય તપાસો !

કયા દેખે દરપન મેં, મુખડા કયા દેખે દરપનમે ?
મહા મૈલ ભરાયા મનમેં, મુખડા કયા દેખે દરપનમેં ?
ખાયા પીયા અરૂ ખેલ ઉડાયા, ધૂંવા લગાયા ધનમેં,
ગંડુ સમ સબ કાલ ગમાયા, બહુત રહ્યા બચપનમેં—મુખડા૦
મુખ માંજન આંજન અખિયાં નિત, તાલ કરત સબ તનમેં,
પી કર ઝહરી મોહ મદીરા, મૂર્ખ રહા મગનમેં—મુખડા૦
જબ પીંજરસે પ્રાન છુટેગે, છાક હુઠેગા છીનમેં,
**દાસ** સદા ગુરૂ **દેવચંદ્રકો**, કોમલ કહે તુજ કનમેં.—મુખડા૦
( જૈન હિતેચ્છુ જુલાઇ ૧૯૦૯ ) **-મુનિશ્રી નાનચંદ્રજી.**

## 'દાસી'ના હાથે 'રાજા'ના ખુવારી !
### ('આશા'ના સમ્રાટે મ્હુકેલો આત્મા ! !)

( રાગ—ભૈરવી અથવા કાનડો )

એ રાત દિવસ રખડાવે ( ૨ )
અથડાવી મારે છે તોપણ અંતર કેમ ન આવે ?......એ રાત૦
આશા-વ્યન્તરી વળગી અંતર, નટની જેમ નચાવે,
તૃષ્ણા રૂપી કરી તમાસા, માયા ખેલ મચાવે......એ રાત૦
લજવે છે લાલચમાં લુંડી, એ લાળા ચવરાવે,
કુડ કપટના કામ કરાવી, કષ્ટ વિષે ફવરાવે......એ રાત૦
મૃગજળ માટે મૃગની આશા, હુરકોઈને હુસાવે,
એજ મનોરથ માનવ–મૃગલા ! ફોકટ તુને ફસાવે......એ રાત૦
'પય'ના સાટે પ્રેમથી, 'પેશાબ' તુને પીવરાવે.
ખાજાં તાજાં તજવી ખાંતે, ખડ તુજને ખવરાવે.......એ રાત૦
એશનિશામાં નિશદિન તારી દાસી, તુને દબાવે,
'રાજા' છો પણ એહ રાક્ષસી, 'રાંક'ની જેમ રીબાવે.....એ રાત૦
'નકટી' સાથે બની ન મહાલો, 'સો'ના 'સાઠ' કરાવે,
**યાદ રાખજે ચેતવનારો, ફરી ફરી નહિ આવે**...એ રાત૦
અનંત કાળથી 'ઇંદ્રજાળ' એ, 'આશા' ની અથડાવે,
**સત શિષ્ય** કહે **સદ્દગુરૂવર** વિણ, **સત્ય કોણ સમજાવે** ? એ૦

( જૈનહિતેચ્છુ નવેમ્બર ૧૯૦૯ ) —**મુનીશ્રી નાનચંદ્રજી.**

## ખોયો આ ભવને ખાલી !

ખોયો આ ભવને ખાલી, બળ બુદ્ધિ સાધન બાળી.
ખોયો આ ભવને ખાલી.—(ટેક)

કૂડાં કૂડાં કામ કરીને કરી, જીંદગી કાળી,
શ્રવણ કરી નવ શાંત કથાઓ '**રામ**' તણી રસવાળી,
ખોયો આ ભવને ખાલી, બળ બુદ્ધિ સાધન બાળી.

ધર્મ કાર્યમાં ધંધ મચાવ્યા, જુઠી રચી રચી જાળી,
અમૃત રસને અળગું કરીને, પીધું ઝેર પલાળી,
ખોયો આ ભવને ખાલી, બળ બુદ્ધિ સાધન વાળી.

**હોળી પ્રગટી** હોય વોયની, દીલમાં કરી ન દિવાળી,
અંતરમાં 'આનંદ' ન ઉલસ્યો, **નિર્મળ સંત** નિહાળી,
ખોયો આ ભવને ખાલી બળ બુદ્ધિ સાધન બાળી.

સ્વાર્થ વિષે જે સદાય રમીઓ, તન મનથી કરી તાળી,
પર ઉપકારે પગ નવ દીધો, ભાગ્યો એ સ્થળ ભાળી,
ખોયો આ ભવને ખાલી, બળ બુદ્ધિ સાધન બાળી.

'**દયાધર્મ**' ને નહિ દીપાવ્યો, રાખી રીત રૂપાળી,
'પાણી' દઈ પોષણ નવ દીધું, મહા અનુભવી થૈ 'માળી,'
ખોયો આ ભવને ખાલી, બળ બુદ્ધિ સાધન બાળી.

કરી જંજાળ કમાવા માટે, ઘટમાં માટી ઘાલી,
ઠામ ઠામ રખડી રખડીને, **ઠોકર ખાધી** ઠાલી,
ખોયો આ ભવને ખાલી, બળ બુદ્ધિ સાધન બાળી.

'પૈસા' માટે રચ્યા પ્રપંચો. રીત પવિત્ર ન પાળી.
પાપ પંકમાં પૂરણ પેઠો, પૂરવ પૂણ્ય પ્રજાળી,
ખોયો આ ભવને ખાલી. બળ બુદ્ધિ સાધન બાળી.
ખરચ્યું નહિ 'ધન' ખંત ધરી, ખાઈ ન કરી ખુશાલી,
સંતશિષ્ય કહે 'આવરદા' એણે, 'ગદર્ભ'ની સમ ગાળી,
**ખોયો આ ભવને ખાલી, બળ બુદ્ધિ સાધન બાળી.**
(જૈન હિતેચ્છુ ૧૯૦૯) **—મુનીશ્રી નાનચંદ્રજી.**

---

## ઇંદ્રિય સુખથી થતી હાની

વિષય વાસના ત્યાગો ચેતન! સાચે મારગ લાગો રે.
તપ જપ સંજમ જ્ઞાનાદિક સહુ! ગિણુતિ એક ન આવે રે,
ઇંદ્રિય સુખમેં જો લૈ એ મન, વક્ર તુરંગ જિમ ધાવે રે.-વિષય૦
એક એકકે કારણ ચેતન, બહુત બહુત દુ:ખ પાવે રે,
તે તો પ્રગટપણે જગદીશ્વર. ઇણિવિધ ભાવ લખાવે રે.-વિષય૦
મન્મથવશ **માતંગ** જતમેં, પરવશતા દુ:ખ પાવે રે,
રસના લુબ્ધ હોય **ઝખ** મૂરખ. જાલ પડ્યો પિછતાવે રે.-વિષય૦
ઘ્રાણ સુવાસ કાજ સુન **ભમરા**, સંપુટ માંહે બંધાવે રે,
તે સરોજ સંપુટ સંયુત પુત, કરટીકે મુખ જાવે રે.-વિષય૦
રૂપ મનોહર દેખ **પતંગા**, પડત દીપમાં જાઇ રે,
દેખો યાકું દુ:ખ કારનમેં, નયન ભય હૈ સહાઇ રે.-વિષય૦
શ્રોત્રેન્દ્રિય આસકત **મિરગલા** છિનમેં શીશ કટાવે રે
એક એક આસકત જીવ એમ, નાનાવિધ દુ:ખ પાવે રે.-વિષય૦
**પંચ પ્રબલ** વર્તે નિત્ય જાકુ, તાકુ કયા જયું કહીએ રે?
**ચિદાનંદ** એ વચન સુણીને. **નિજ સ્વભાવમેં રહીએરે.**-વિષય૦
—ચિદાનંદજી **મહારાજ.**

---

( કડવાની દેશી )

તાર હો તાર પ્રભુ ! મુઝ સેવક ભણી, જગતમાં એટલો સુજશ લીજે,
દાસ અવગુણભર્યો જાણી પોતા તણો, દયાનિધિ દીનપર દયા કીજે. તાર.
રાગદ્વેષે ભર્યો, મોહ વૈરી નડયો, લોકની રીતિમાં ઘણુંય રાતો,
ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ રમ્યો, ભમ્યો ભવ માંહિ વિષયમાતો. તાર.
આદર્યો આચરણ લોક ઉપચારથી, શાસ્ત્ર અભ્યાસ પણ કાંઇ ન કીધો.
શુદ્ધ શ્રદ્ધાન વળી આત્મઅવલંબવિનું, તેહવો કાર્ય તેણે કો ન સીધો. તાર.
સ્વામી દર્શન સમો નિમિત્ત લઇ નિર્મલો, જો ઉપાદાન એ શુચિ ન થાશે,
દોષ કો વસ્તુનો, અહવા ઉદ્યમ તણો, સ્વામીસેવા સહી નિકટ લાશે. તાર.
સ્વામી ગુણ ઓળખી, સ્વામીને જે ભજે, દર્શન શુદ્ધતા તેહ પામે,
જ્ઞાન, ચારિત્ર, તપ, વીર્ય, ઉલ્લાસથી, કર્મ જીપી વસે મુક્તિ ધામે. તાર.
જગતવત્સલ **મહાવીર** જિનવર સુણી, ચિત્ત પ્રભુ ચરણને શરણ વાસ્યો,
તારજો બાપજી બિરૂદ નિજ રાખવા, દાસની સેવના રખે જોશો ! તાર.
વિનતિ માનજો, શકિત એ આપજો, ભાવસ્યાદ્વાદતા શુદ્ધ ભાસે,
સાધિ સાધકદશા સિદ્ધતા અનુભવી, **દેવચંદ્ર** વિમલ પ્રભુતા પ્રકાશે. તાર.

---

અવધૂ કયા માગું ગુન હીના ? વે ગુનગનિ ન પ્રબિના. અવધુ૦
ગાય ન જાનું, બજાય ન જાનું, ન જાનું સુર ભેવા,
રીજ ન જાનું રીઝાય, ન જાનું, ન જાનું પદ સેવા. અવધુ૦
વેદ ન જાનું, કિતાબ ન જાનું, જાનું ન લછન છંદા,
તરકવાદ વિવાદ ન જાનું, ન જાનું કવિ ફંદા........ અવધુ૦
જાપ ન જાનું, જવાપ ન જાનું, ન જાનું કવિવાતા,
ભાવ ન જાનું, ભકિત ન જાનું, જાનું ન સિરા તાતા. અવધુ૦
ગ્યાન ન જાનું, વિગ્યાન જાનું, ન જાનું પદ નામા,
**આનંદઘન** પ્રભુ કે ઘર દ્વારે, રટન કરૂં ગુણધામા. અવધુ૦

---

# મન સાધ્યું તેણે સઘળું સાધ્યું.

( રાગ-ગુર્જરી અંબર દે હો મુરારી હમારો—એ દેશી )

મનડું કિમ હિ ન બાઝે, હો કુંથુજિન! મનડું કિમ હિ ન બાઝે,
જિમ જિમ જતન કરીને રાખું, તિમ તિમ અળગું ભાજે—હો કુંથુ.

રજની વાસર વસતિ ઉજડ, ગગન પાતાલે જાય;
સાપ ખાએ ને મુખડું થોથું, એહ ઉખાણો ન્યાય.—હો કુંથુ.

મુક્તિ તણા અભિલાષી તપીઆ, જ્ઞાન ને ધ્યાન અભ્યાસે;
વૈરીડું કાંઇ એવું ચિંતે, નાખે અવળે પાસે.—હો કુંથુ.

આગમ આગમ ધરને હાથે, નાવે કિણ વિધ આંકુ;
કિહાંકણે જો હઠ કરી હડકું તો, વ્યાલ તણી પેરે વાંકું—હો કુંથુ.

જો ઠગ કહું તો ઠગતો ન દેખું, શાહુકાર પણ નાહિ;
સર્વ માંહે ને સહુથી અળગું, એ અચરિજ મન માંહી—હો કુંથુ.

જે જે કહું તે કાન ન ધારે, આપમતે રહે કાલો;
સુર નર પંડિત જન સમજાવે, સમજે ન મારો સાલો—હો કુંથુ.

મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકળ મરદને ઠેલે;
બીજી વાતે સમરથ છે નર, એહને કોઇ ન ઝેલે—હો કુંથુ.

**મન સાધ્યું તેણે સઘળું સાધ્યું**, એહ વાત નહિ ખોટી;
એમ કહે સાધ્યું તે નવિ માનું, એક હી વાત છે મોટી—હો કુંથુ.

મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું, આગમથી મતિ આણું;
**આનંદઘન** પ્રભુ માહરૂં આણો; તો સાચું કરી જાણું—હો કુંથુ.

## અનુભવ રસની યાચના.

( આધા આમ પધારો રાજ-એ દેશી )

અજિત જિનેશ્વર ચરણની સેવા, હેવાએ હું હળિયો;
કહિયે અણ ચાખ્યો પણ અનુભવ-રસનો ટાળો મળિયો.
પ્રભુજી! મહેર કરીને આજ, કાજ અમારાં સારો.
મૂકાવ્યો પણ હું નવિ મૂકું, ચૂકું એ નવિ ટાણો;
ભક્તિભાવ ઉઠયો જે અંતર, તે કેમ રહે શરમાણો?-પ્ર૦
લોચન શાંતિસુધારસ સુભગા, મુખ મટકાળું સુપ્રસન્ન,
યોગમુદ્રાનો લટકો ચટકો, અતિશય તો અતિ ધન્ન—પ્ર૦
પિંડપદસ્થ રૂપસ્થે લીનો, ચરણકમળ તુજ ગ્રહિયાં,
ભ્રમર પરે રસસ્વાદ ચખાવો, વિરસો કાં? કરો મહિયાં-પ્ર૦
બાલકાળમાં વાર અનંતી, સામગ્રીએ હું નવિ જાગ્યો;
યૌવન કાળે તે રસ ચાખ્યો, તું સમર્થ પ્રભુ માગ્યો-પ્ર૦
તું અનુભવરસ દેવા સમરથ, હું પણ અર્થી તેહનો;
ચિત્ત વિત્ત ને પાત્ર સંબંધે અજર રહ્યો હવે કેહનો?-પ્ર૦
પ્રભુની મ્હેરે [illegible] રસ ચાખ્યો, અંતરંગ સુખ પામ્યો;
**માનવિજય** વાચક એમ જંપે, હુઓ મુજ મન કામો.-પ્ર૦
(જૈન કાવ્ય પ્રવેશ.) મુનિ **માનવિજય**

---

માઈ મૈંને ગો[illegible]ંદ લીનો મોલ, ગો[illegible]ંદ લીનો મોલ. ટ્રુ[illegible]
કોઈ કહે સ[illegible], કોઈ કહે મ[illegible] [illegible]ીનો તરાજૂ તોલ [illegible]
કોઈ કહે ઘર[illegible], [illegible]ોઈ કહે બનમેં, રાધા કે સંગ કિલેલ [illegible]
**મીરાં** કે' [illegible]ભુ ગિરિધર ના[illegible], આવત પ્રેમકે ડોલ [illegible]

## મારો જીવન પંથ ઉજાળ.

(રાગ–માંડ)

પ્રેમળ જ્યોતિ તારો દાખવી મુજ જીવન પન્થ ઉજાળ. ધ્રુવ.
દૂર પડયો નિજ ધામથી હું ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સુઝે નવ ઘોર રજનીમાં, નિજ શિશુને સંભાળ.
મારો જીવન પન્થ ઉજાળ. ૧
ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ દૂર નજર છો ન જાય,
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય,
મારે એક ડગલું બસ થાય. ૨
આજ લગી રહ્યો ગર્વમાં હું ને માગી મદદ ન લગાર,
આપબળે માર્ગ જોઈને ચાલવા હામ ધરી મૂઢ બાળ,
હવે માગું તુજ આધાર. ૩
ભભકભર્યા તેજથી હું લોભાયો ને ભય છતાં ધર્યો ગર્વ,
વીત્યાં વર્ષો ને લોપ સ્મરણથી સ્ખલન થયાં જે સર્વ,
મારે આજ થકી નવું પર્વ. ૪
તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ આજ લગી પ્રેમભેર
નિશ્ચે મને તે સ્થિર પગલેથી ચલાવી પહોંચાડજે ઘેર,
દાખવી પ્રેમળ જ્યોતિની સેર. ૫
કર્દમભૂમિ કળણ ભરેલી. ને ગિરિવર કેરી કરાડ,
ધસમસતા જળ કેરા પ્રવાહો, સર્વ વટાવી કૃપાળ,
મને પહોંચાડશે નિજ દ્વાર. ૬
રજની જશે ને પ્રભાત ઉજળશે ને સ્મિત કરશે પ્રેમાળ,
દિવ્ય ગણોનાં વદન મનોહર મારે હૃદય વસ્યાં ચિરકાળ,
જે મેં ખોયાં હતાં ક્ષણવાર. ૭

# પ્રભુ પ્રાર્થના.

## (રાગ સારંગ).

મારૂં નાવ ચડયું તોફાને પાર ઉતારજો રે,
પ્રભુ મને પોતાને જાણીને સાર સુજાડજો રે;
વહાણ ખડક વચ્ચે અથડાશે, ભર દરિયામાં ઝોલાં ખાશે,
શ્રેષ્ઠ સુકાની થઈ, સેવકને તારજો રે ........મારૂં.
બગડી બાજી કોણ સુધારે? આપ વિના દુખમય સંસારે,
બાંય ધરી બળતાને આપ બચાવજો રે .......મારૂં.
શરણાગત છું શરણ સ્વીકારો, જન્મ-મરણ ઝંઝાળ વિદારો,
વિષમય વિષય વિકારો, નાથ નિવારજો રે ........મારૂં.
રાત્રિ થશે તો કમળ બીડાશે, ભ્રમર બિચારો વ્યર્થ ચીડાશે,
એવી દાસ ગતિ છે, દહેશત ટાળજોરે ........મારૂં.
વાદિ મધુર મોરલીથી ડોલ્યો, સર્પ સમાન થઈ મતિ ભૂલ્યો,
મંત્ર ભણી મહા ઝેર, ચડેલ ઉતારજો રે ........મારૂં.
સ્નેહીજનોના સુખને માટે, પળપળ વિચર્યો વિપરીત વાટે,
સત્ય દિશામાં જીવનપ્રવાહ વહાવજો રે ....... મારૂં.
'બાળક' સમ પડછાયા પાછળ, દોડી મરૂં પણ આગળ આગળ,
અંતરયામી! અંતર આંખ ઉઘાડજો રે .......મારૂં.
હંસસ્વરૂપ છતાં મંડુક થઈ, રાજ સરોવર સુખથી વિમુખ થઈ,
કીચડમાં લપટાયો, વખત વિચારજો રે......મારૂં.

(કાવ્યગંગા.) **શ્રી હંસરાજ—અંધ કવિ.**

---

## પ્રભુનાં પગલાં.

( રાગ ।પલુ )

વસે જ્યાં દર્દ દુઃખીયારાં, વસે વહાલાં વિયોગી જ્યાં,
વસે જ્યાં શુદ્ર ને કાળાં, નિહાળો ત્યાં ચરણુ મારાં.

વસું વિદુરને ફળીએ, વસું શબરીની ઝુંપડીએ,
સુદામાની મઢુલીએ, નિહાળો ત્યાં ચરણુ મારાં.

કરે ખેડુત ખેતી જ્યાં, સડક બાંધે મજુરો જ્યાં,
વસે જ્યાં ઉર હરીયાળાં, નિહાળો ત્યાં ચરણુ મારાં.

ધરી ફાટાં તુટાં કપડાં, ભૂખ્યે ભરખી રહે ટુકડા,
વળી બેડોળ કદવાળા, સુદામા કૃષ્ણુને પ્યારા.

શ્રીમંતો છે મને વહાલાં, ગરીબ એથી વધુ વહાલાં,
પરન્તુ દીનના સેવક, સદા મુજ પ્રાણુ આધારા.

( કાવ્યગંગા ) —શ્રી હંસરાજ અંધ કવિ.

---

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ૧

પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસલાવીને, શિવ થકી જીવ થયો એજ આશે ૨

વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડલ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જુજવા, અંતે તો હેમનું હેમ હોય. ૩

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈંયો એ મન તણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે. ૪

## શુદ્ધ જ્ઞાન મોક્ષ માર્ગ છે.

ચેતન ! જબ તું જ્ઞાન વિચારે, તબ પૈદ્દગલિક સંગતિ છાંડે;
આપહિ આપ સ્વભાવમેં આવે, પર પરિણુતિ દૂરે ગુમાવે-ચેત

ચેતન જબ તું જ્ઞાનથી ન્યારો, તબ પુદ્દગલ તુજ લાગે પ્યારો;
મોહની કર્મેં તુજને માર્યો, ચેતન તેં તો કછુ ન વિચાર્યો-ચેત

મોહરાજ કી બહુ રાજધાની, તે માંહી સૂતા જે અજ્ઞાની;
કર્મરાય કી હુંડી લખાણી, નરક નિગોદે જઈ શીકરાણી-ચેત

જબલગે આતમ દ્રવ્ય નવિ બુઝે, તબલગ મિથ્યા મનકે મુઝે;
ક્રિયા કષ્ટ તે કરે ઘણેરા, કર્મતણા નવિ આવે છેડા-ચેત

ધર્મ ધર્મ સહુકો કરી માને, ધર્મ મર્મ તો વિરલા જાણે;
બાહિર દષ્ટિ બાહિર ધ્યાવે, કારજ સો કારણ કરી ભાવે-ચેત

જ્ઞાની તે જો જ્ઞાન વિચારે, કારજ કારણ દો નર ધારે;
કારણ ગ્રહી કાર્યમાં આવે, તબ સો જ્ઞાની શિવપદ પામે-ચેત

આપહિ આપ સ્વભાવમેં ખેલે, પર પરિણુતિ સવે દૂરે મેલે;
અરિહંત ભાષિત ધર્મ આરાધે, મુક્તિમાર્ગ તે નિશ્ચય સાધે-ચેત

તેહ તણાં કારણ જે જોયે, નિશ્ચયવંત હૃદયથી ન છોડે;
જ્ઞાન-દરિશન-ચારિત્ર આરાધે, સેવકને સુખ સંપતિ વાધે-ચેત

(જૈન કાવ્ય પ્રવેશ)

---

## એક પ્રભુનાં બાળ.

આપણે એક પ્રભુનાં બાળ (૨) ટેક

એક ધરા પર વસીએ, શિરપર, એક છત્ર આકાશ;
એક પવનમય પ્રાણ આપણાં, એક પ્રણવ પ્રકાશ....આપણે

કર્મ-ધર્મ હો ભિન્ન ભલે પણ જન્મજ એક પ્રકાર;
પત્ર પુષ્પ પરિમળ ને ફળ જ્યમ, એક બીજ વિસ્તાર....આપણે

એક આપણે ઐક્યભર્યાં હો ! હો વામન—વિરાટ;
એક જાતિને એક માનવી, એક પિતા કિરતાર....આપણે

( બાલશિક્ષક ૧૯૨૨ એપ્રીલ ) ર. ઇશ્વરલાલ જોશી

( પદ–રાગ–કાફી )

તો બીન ઓર ન જાચું, જિણંદરાય ! પ્રભુજી ! તો બીન૦
મેં તો મેરો મન નિશ્ચય કીનો, એહમાં કછુ નહિ કાચું. જિ૦
તમ ચરન કમલપર પંકજ મન મેરો, અનુભવ રસભર ચાખું;
અંતરંગ **અમૃતરસ** ચાખો, એહ વચન. મન સાચું. જિ૦
**જસ** પ્રભુ ધ્યાયો, મહારસ પાયો, અવર રસે નહિ રાચું,
અંતરંગ ફરસ્યો દર્શન તેરો તુજ ગુણ રસરંગ માચું જિ૦
( જૈન કાવ્ય પ્રવેશ ) **મુનિ જસવિજયજી.**

---

ઉઠો ઉઠોરે મોરા આતમરામ, જિનમુખ જોવા જઇએ રે.
પ્રભુજીનો દર્શન છે અતિ દોહલો, તે કેમ સોહલો જાણો રે;
વાર વાર માનવભવ જેવો. મળવો મુશ્કીલ ટાણો. ઉઠો૦
ચાર દિવસનો ચટકો મટકો, દેખીને મત રાચો રે,
વિણસી જાતાં વાર ન લાગે, કાયા ઘટ છે કાચો રે. ઉઠો૦
હીરો હાથ અમૂલક પાયો, મૂઢપણે મત ભમજો રે;
સહેજ સલૂણા પાસ જિણંદશું, રાજી થઇ ચિત્ત રમજો રે. ઉઠો૦
અનંત ગુણે કરી ભરીઆ જિનવર, પૂરવ પુણ્યે પાયો રે;
તે દેખીને મહારા મનમાં, આનંદ અધિક સોહાયો રે. ઉઠો૦
મનગત મોરા આતમ રામ, કરજો સુકૃત કમાઇ રે;
લાભ ઉદય જિણચંદ લઇને, વર્તે સિધ્ધ સવાઇ રે. ઉઠો
( જૈન કાવ્ય પ્રવેશ ) **મુનિ ઉદયલાભજી.**

---

જ્યાં લગી આત્માતત્ત્વ ચીન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જુઠી,
મનુષ્ય દેહ તાહરો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વુઠી.
શું થયું સ્નાન પૂજા ને સેવા થકી? શું થયું દીનને દાન દીધે?
શું થયું ધરી જટા ભસ્મ લેપન કર્યે? શું થયું વાળ લોચન કીધે?
શું થયું તપ ને તીરથ કીધા થકી? શું થયું માળ ગ્રહી નામ લીધે?
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી? શું થયું ગંગજલ પાન કીધે?
શું થયું વેદ વ્યાકરણ વાણી વદ્યે, શું થયું રાગ ને રંગ જાણ્યે?
શું થયું ખટ દરશન સેવ્યા થકી. શું થયું વરણના ભેદ જાણ્યે?
એ છે પ્રપંચ સહુ પેટ ભરવા તણા, આતમારામ પરિબ્રહ્મ ન જોયો,
ભણે **નરસૈંયો** કે તત્વદર્શન વિના, રત્નચિંતામણી જન્મ ખોયો.

---

ધ્યાન ધર હરિ તણું અલ્પમતિ આળસુ, જે થકી જન્મનાં દુઃખ જાયે,
અવર ધંધો કર્યે અરથ કાંઇ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વ્હાયે–ધ્યાન
સકળ કલ્યાણ શ્રી કૃષ્ણનાં ચરણમાં, શરણ આવે સુખ પાર ન્હોયે,
અવર વેપાર તું મેલ્ય મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ મ્હોંયે–ધ્યાન
પટક માયા પરી અટક ચરણે હરિ, વટકમાં વાત સુણતાંજ સાચી,
આશાનું ભવન આકાશ સુધી રચ્યું, મૂઢ એ મૂળથી ભીંત કાચી–ધ્યાન
સરસ ગુણ હરિતણા જે જનો અનુસર્યા, તે તણા સુજશ તો જગત બોલે,
**નરસૈંયા** રંકને પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે–ધ્યાન

---

દુનિયાનાં દુઃખ નિવારો રાજ, દયા કરો ને હવે દીનબન્ધુ (ટેક
જન પામ્યા છે પીડા પાકી (૨) બનવાની ન રહી બાકી રાજ–દયા
આ સંકટ તો નથી સે'વાતું (૨) નજરે જોયું નથી જાતું રાજ–દયા
ઓ ઇશ્વર છો તમે ઈન્સાફી (૨) મહારાજ કરો હવે માફી રાજ–દયા
સૌ પામ્યા છે શિક્ષા પૂરી (૨) તેમાં જોતાં નથી અધુરી રાજ–દયા
ફરીથી મનમાં કોઈ નહિ ફૂલે (૨) ભવમાં આ દુઃખ નહિ ભૂલે રાજ–દયા
સુખ પામો સૌ ગામો ગામે (૨) દીધી આશિષ દલપતરામે રાજ–દયા

# એ નર રામને બહુ ગમે.

( રાગ-ભૈરવી )

એ નર રામને બહુ ગમે, રામ રસમાં રમે, એ નર૦
રામમય માની ચરાચર, નિત્ય સૌને નમે,
દીપજ્યોતિ પતંગ ન્યાયે, નિત્ય શરણમાં શમે. એ નર૦
વિષમય માની હળાહળ, વિષયવૃત્તિ વમે,
તુષ્ટ પુષ્ટ રહી સદા જે, ભવ વિશે નહિ ભમે. એ નર૦
દુષ્ટ કામ દમામ દમવા, દેહને જે દમે,
માનીને પ્રારબ્ધ પરનું, જે ખુશીથી ખમે. એ નર૦
ઇંદ્રીયો મન બુદ્ધિથી જે, પાપને નહિ જમે,
ભૂલથી ભાખે નહિ જે, આ અમે આ તમે. એ નર૦
ચરણજલ માયા સીતાનું, પુત્રવત્ આચમે,
અસત્થી સત્માં, તિમિરથી તેજમાં સંક્રમે. એ નર૦
અન્યના અપરાધ મેરૂ સમાન પણ જે ક્ષમે,
જાતની કણસમ કસુરે, કષ્ટથી કમકમે. એ નર૦
કટુ કસોટી ભઠ્ઠીમાં, ધરણીશ જેને ધમે,
શુધ્ધ કુંદન થઇ છતાં, જે આખરે ઉપરમે. એ નર૦

( કાવ્ય ગંગા ) શ્રી હંસરાજ–અંધકવિ

---

ભજો રે ભૈયા રામ ગોવિંદ હરિ. ધ્રુ.
જપ તપ સાધન કછુ નહિ લાગત, ખરચત નહિં ગઠરી. ૧
સંતત સંપત સુખ કે કારણ, જાસે ભૂલ પરી. ૨
કહત કબીરા જા મુખ રામ નહિં, વો મુખ ધૂલ ભરી. ૩

---

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને,
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને. ધ્રુવ૦
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને,
સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડ્યા મરજીવા જોને. હરિનો૦
મરણ આંગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને,
તીરે ઉભા જુએ તમાશો, તે કોડી નવ પામે જોને. હરિનો૦
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને,
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને, હરિનો૦
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને,
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને. હરિનો૦
રામ અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને,
**પ્રીતમના** સ્વામીની લીલા, તે રજનીદંન નરખે જોને. હરિનો૦

---

રામબાણ વાગ્યાં હોય તે જાણે (૨) ધ્રુવ.
ધ્રુવને વાગ્યાં, પ્રહ્લાદને વાગ્યાં, કરી બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં, વેદ વચન પરમાણે. ૧
મોરધ્વજ રાજાનું મન હરી લેવા વ્હાલો પધાર્યા તે ટામે;
કાશીએ જઈને કરવત મેલાવ્યાં, પુત્ર પત્ની બેઉ તાણે. ૨
બાઇ મીરાં ઉપર ક્રોધ કરીને. રાણો ખડગ લેઈ તાણે;
ઝેરના પ્યાલા ગિરધરલાલે, અમૃત કર્યાં એવે ટાણે. ૩
નરસિંહ મ્હેતાની હુંડી સ્વીકારી, ખેપ કરી ખરે ટાણે,
અનેક ભકતોને એણે ઉગાર્યાં, ધનો ભગત ઉર આણે. ૪

---

ધીર ધુરન્ધરા શૂર સાચા ખરા, મરણુનો ભય તે તો મન નાણે,
ખર્વ નિખર્વ દળ એકસામાં ફરે, તરણુને તુલ્ય તેને જ જાણે. ૧
મોહનું સેન મહા વિકટ લડવા સમે, મરે પણુ મોરચો નહિ જ ત્યાગે,
કવિ ગુણી પંડિત બુદ્ધે બહુ આગળા, એ દળ દેખતાં સર્વ ભાગે. ૨
કામ ને ક્રોધ મદ લોભ દળમાં મુખી, લડવા તણો નવ લાગ લાગે,
જોગિયા જંગમ તપી ત્યાગી ઘણા, મોરચે ગયે ધર્મ દ્વાર માગે. ૩
એવા એ સેન શું અડિખમ આખડે, ગુરૂમુખી જોગિયા જુક્તિ જાણે,
**મુક્ત આનંદ** મોહ ફોજ માર્યા પછી,
અખંડ સુખ અટળ પદ રાજ માણે. ૪

---

જડ ભરતની જાતના, જોગી જે જગમાંયજી;
ઈન્દ્રિય મનની ઉપરે, રહે શત્રુ સદાયજી- ટે.
વિકળ ન થાયે વિષયમાં, રહે પર્વત પ્રાયજી;
ધરમ ધીરજ મૂકે નહિ, મર મસ્તક જાયજી. ૧
આઠે પહોરમાં એક ઘડી, નવ માને નિજ દેહજી,
તેના સુખ સારૂં શું કરે, ઉપાય નર એહજી. ૨
હરિ ઈચ્છાએ હરે ફરે, કરે જીવનો ઉદ્ધારજી;
જેને મળે એવા જોગિયા, પામે તે ભવપારજી. ૩
એવા જોગીને આવી મળે, જાણ્યે અજાણ્યે જનજી
**નિષ્કુળાનંદ** કહે એ નરને, પળમાં કરે પાવનજી. ૪

---

ત્યાગ ન ટકે રે વૈરાગ વિના, કરીએ કોટિ ઉપાયજી,
અંતર ઉંડી ઇચ્છા રહે, તે કેમ કરીને તજાયજી ? ધ્રુવ૦
વેષ લીધો વૈરાગનો, દેશ રહી ગયો દૂરજી,
ઉપર વેષ અચ્છો બન્યો, માંહી મોહ ભરપુરજી. ૧
કામ, ક્રોધ, લોભ, મોહનું, જ્યાં લગી મૂળ ન જાયજી,
સંગ પ્રસંગે પાંગરે, જોગ ભોગનો થાયજી. ૨
ઉષ્ણ રતે અવની પરે, બીજ નવ દીસે બહારજી,
ઘન વરસે વન પાંગરે, ઇન્દ્રિય વિષય આકારજી. ૩
ચમક દેખીને લોહ ચળે, ઇન્દ્રિય વિષય સંજોગજી,
અણભેટે રે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી. ૪
ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથજી,
વણશ્યોરે વર્ણાશ્રમ થકી, અંતે કરશે અનરથજી. ૫
ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડયું દૂધજી,
ગયું ઘૃત મહી માખણ થકી, આપે થયું અશુદ્ધજી. ૬
પળમાં જોગી ને ભોગી પળમાં, પળમાં ગૃહી ને ત્યાગીજી,
**નિષ્કુળાનંદ** એ નરનો, વણ સમજ્યો વૈરાગજી. ૭

---

જે કોઈ હોય હરિદાસ, તેના, ઘટમાં હરિનો વાસ—ટેક
ગુરૂની દૃષ્ટે જુવે હરિને, જે પોતાની પાસ,
મન-વચ-કરમે હરિને વરતે, આઠે પહોર અભ્યાસ—જે કોઈ૦
ગદ્દગદ કંઠે ગાય હરિ ગુણ, પ્રગટે પ્રેમ પ્રકાશ,
ચૌદ લોકમાં ચિત્ત ન ગોઠે, કરે ન કોઇની આશ—જે કોઈ૦
જેવું લોહ ધરે પાવકમાં, લોહ પાવકમાં વાસ,
એમ અહોનીશ રહે મળીને, હરિમાં હરિના દાસ—જે કોઈ૦
હરિહર રટણ નિરંતર તેને, સમરણ શ્વાસોશ્વાસ,
**છોટમ** હરિથી ન પડે અળગો, જેમ પુષ્પમાં વાસ—જે કોઈ૦

## વિષય સુખનું મિથ્યાપણું.

**સૂણ** મૂઢ મતિ માટે વિષય સુખ માંહી?
**સુખ લેશ** નથી, અંત સમે સરવે છે દુઃખદાઈ.
તું દેખ વિચારીએ ક્યાંથી થયું? વળી વણશે ત્યારે ક્યાંજ ગયું?
જો કોણની પાસ અખંડ રહ્યું? .... ...સૂણ૦
જેમ મરૂસ્થલમાં સરિતા વરસે, જેમ દરપણમાં પ્રતિબીંબ દીસે,
નથી વાસ્તવ પણ તુજને ભાસે! ... ....સૂણ૦
જેમ મર્કટ ગુંજ વીણી લાવે, કરી પૂંજ ફુંકથી સળગાવે,
પણ ટાઢ રતી ભર નવ જાયે. ... ....સૂણ૦
સુખ સત્ય ઈચ્છતો હો જ્યારે, ગુરૂ ચરણની રજ મસ્તક ધારે,
કહે **ડોસો** વિશ્વપતિ તારે, .... ...સૂણ૦

---

## વિષય સુખમાંથી મુકત થવાનો નિશ્ચય.

હાય ઈન ભોગોંને કયા રંગ દિખાયા મુઝ કો?
બેખબર જગ્ત કે ધન્દો મેં, ફસાયા મુઝ કો! ટેક
મેં તો ચેતન હું, નિરાકાર સભી સે ન્યારા,
દુષ્ટ ભોગોં હી ને કરમોં સે બંધાયા મુઝ કો—હાય૦
નિંદ ગફલતસે મેરી આંખ કભી ભી ન ખુલી.
ભોગ ઈન્દ્રી ઔર વિષયોને ભૂલાયા મુઝ કો—હાય૦
જ્ઞાન-ધન મેરા હરા, રૂપ દેખ કર અપના,
જોનિ ચૌરાસી મેં ભટકા કે રૂલાયા મુઝ કો—હાય૦
અબ ન સેવુંગા કભી ભૂલ કે ઈન વિષયોંકો,
'**ન્યામત**' જૈન ધરમ અબ તો હે પાયા મુઝ કો—હાય૦

(જૈન હિતેચ્છુ ઓકટો૦ ૧૯૧૦)

---

## મનુષ્ય દેહની સાર્થકતા.

નર દેહ ધરી, ચેતન એક અખંડિત અંતર ધારો.
વિણ સમજેથી, ભવસાગર તરવાનો, છે નહિ આરો—ટેક.
સૌ પ્રીતિ વિષય સુખમાં આણે, છલકે તન યૌવનથી નાણે,
પ્રિયતા પોતાની નવ જાણે............નર દેહ ધરી૦
ઘટઘટમાં ચેતન દેવ વસે, જેમ આભુષણમાં હેમ દિસે,
તેમ આતમ અનુસ્યુત વિશ્વ વિશે ... .......નર દેહ ધરી૦
રહ્યો પિંડ બ્રહ્મ સકલ વ્યાપી, સચરાચર માયાને સ્થાપી,
નવ જાણે શાસ્ત્ર વિમુખ પાપી ............નર દેહ ધરી૦
શબ્દાદિક પંચ વિષય જાણો, જાગૃત આદિકને પરમાણે,
તો શાક્ષી દિલમાં દરશાણો ............નર દેહ ધરી૦
એ ચૈતન સમજી લે ટાણે, તે રૂપ પરમ ગુરૂથી જાણે,
નહિ પ્રાપ્ત થશે ખરચ્યે નાણે............નર દેહ ધરી.
જપ તપ તીરથનું એ ફળ છે, શુક સનકાદિક પણ એ કે'છે;
તેની શાક્ષી વેદ પુરાણે છે...............નર દેહ ધરી.
એક ચૈતન રૂપ સમજ તારૂં, તુજથી કંઇ અન્ય નથી ન્યારૂં;
વિશ્વનાથ વચન ડોસે ધાર્યું. . ..........નર દેહ ધરી.

---

## તારૂં જગત તું જ રચે છે !

નિજ નાભિમાં ભરી કસ્તુરી, મૃગ ! કય્હાં વ્હારે ભમે છે ?
બાઈ તું બાળકને શીદ શોધે ? ત્હારી કેડે રમે છે !

ગોકુલ–મથુરા કાશી ધામ ! મનડાં ! કય્હાં કય્હાં ધસે છે ?
નથી કંઈ વ્હારે જગનો નાથ, એ તુજ હુયે હિંચે છે !

જેવા ધારે આંખે કાચો, રંગો તેવા દિસે છે !
વિધવિધ રંગી વિશ્વ વિરાટ, ત્હારી આંખે વસે છે !

આ પરના ને આ પોતાના, એ તો તુંજ સર્જે છે !
નિજજન–પરજન–શત્રુ–મિત્રો, સૌને તુંજ સ્હમજે છે !

સુખ–દુઃખ તડકા–છાયા ચિત્રો, ત્હારાં ચિત્તમાં ચિતરે છે !
આન્તર–વૃતિ ભેદ વિલાસે, હસી રડી લીલા કરે છે !

મન–વૃત્તિના ક્ષણિક વિકારે, તું ઉંચે સ્હડે–પડે છે !
સુરતા–દોરી પર બ્રહ્માંડ, નિશદિન ફરતું ફરે છે !

ખેંચી રાખે જો તું કમાન, તો સહુ શાંતિ ધરે છે !
છુટાં છોડી મૂકે બાણ, તો તું પ્રાણ હરે છે !

ત્હારો મોક્ષ કે તુજ મૃત્યુ, ત્હારે હાથે કરે છે !
ત્હારાં સ્વર્ગ અગર નરકને, ત્હારે હાથે ઘડે છે !

**કરણી તેવી તરણી દોષ પરનો શાને ધરે છે ?**
**'વસંત' આવે ને વહી જાય, અનાદિ ફરતી ફરે છે ?**

(મોજમજા તા. ૧૫ ઑગસ્ટ ૧૯૨૬) —વસંત.

---

# અનંત જીવનનો નિયમ.

હરિગીત છંદ.

I

પ્રિયજન જતા, શત્રુ જતા, જાતાં બધાં સંબંધીઓ,
જાતાં ત્રુટી આ જગતનાં, બહુ વિધ જે જે બંધનો;
પ્રિય લાગતાં નિજ હૃદયમાં, આ ધોરણો જે આપણાં,
તેનો ય દિન કંઈ આવતો ને નષ્ટતાને પામતાં.

ઘન ઘટાનાં વૃક્ષ તે, સૂકાય છે ક્ષણ વારમાં,
કલ્લોલ કરતાં પંખીઓ, આ મૃત્યુથી સપડાય હા;
પુષ્પો ખીલ્યાં વિલાય છે, ને તેજ ઝાંખું થાય છે,
લાવણ્ય બગડી જાય ને, નિજ પ્રેમ વિકૃત થાય છે.

આ નામ કીર્તિ ક્ષિણ થતી, ને ધૂમ્ર સમ મહિમા થતો,
આ વિશ્વનો જે ઠાઠ તે, સૌ ક્ષણિકને મિથ્યા થતો,
જે જે પદાર્થો જગતના, અતિ પ્રિય થઈ ખેંચી રહ્યા,
તે તે બધા ઠગી છેતરી, અંતે દગો દઇ નાસતા.

આરામ અર્થે જે અમે આ વસ્તુઓ ઉત્તમ ગણી,
રહેશે સદાયે માનીએ, પણ જોતજોતામાં જતી;
ઇચ્છાજ કરી હજી વસ્તુની, ત્યાં વસ્તુ તો વિલાય છે,
તેનો અમે વિશ્વાસ કરીએ, ફીણમાં ડુબીએ અરે!

II

શું આ બધું જગ આખરે, ગઈ રાત્રિનું સ્વપનુંજ છે?
કંઈએ નથી સાચું શું એમાં, હું, ત્હમે ને તે અરે!
શું આ બધું મિથ્યાજ છે, સંબંધ ને સંબંધીઓ?
આવું બધું ત્યાં કયાં જવું? શરણ લઉં કોનું કહો?

પરિતાપથી આ હૃદય ધીકતું ! શાંતિ તો કયાંએ નહિ ,
હું શું કરૂં ને કયાં જઉં, એ ઝંખના ચાલી રહી !

* * *

III

અસ્થિર ને વિકૃત બધા, આ દશ્યની અંદર જુઓ,
જ્યાં છે અવિકૃત એક અવિચળ, સર્વમાં પ્રકટી રહ્યો:
દેખાય આ જે મૃત્યુ ને, વિનાશ ને દુઃખો બધે,
તેમાં વિવિધ રૂપો ધરી, એ આવતો જાતો રહે.
પ્રીતિ કરો તેની તહુમે, નહિ રૂપની, નહિ વસ્તુની,
વસ્ત્રો તજી જુના અને એ, ધારતો નવ નવ સહિ:
તે શુદ્ધ ને નિર્મળ છતાં, જ્યારે જુઓ ત્યારે બીજાં,
વસ્ત્રો ધરે કંઈ અવનવાં, નહિ ખ્યાલ જેનો જરી કદા.
આ એક ક્રમ સૃષ્ટિ તણો, ચાલ્યો અને આવ્યો બીજો.
એ ક્રમ જુદા પણ નહિ જુદો એ, એક સઘળે રમી રહ્યો,
આપત્તિને હાનિ જુઓ, કેવાં મીઠાં એ છે અહા !
જ્યાં એ વિભુ દર્શન દીએ, ને હૃદય જ્યોતિસ્ફૂર્તિ જ્યાં.
કેવું મીઠું લાવણ્ય તેનું, સર્વમાં ભાસી રહ્યું,
તેનાથી એ આ અધિક મીઠું, નૂતન મુખ તેનું દીપ્યું;
આકાશ લ્હેરો વાયુની, નદી, ઝરણુ, પુષ્પ ગુલાબનાં,
નિજ કારણે તે ધારતો, આવાં ઝીણાં વસ્ત્રો ઘણાં.
મરજી પડે ત્યમ રહે છુપો, હું તને દેખું બધે,
રૂપો જરી ઢાંકે નહિ, જાહેર તે તુજને કરે;
રૂપો રૂપોને દૂર કરે, એ એક બીજા યત્નથી,
છે એમને અભિલાષ તુજ, આ મુખ દર્શનની ઉંડી.

IV

દેખાય છે આ વિશ્વ મુજને, જપમાળાના સમું,
મણકો ફરે તેનો ક્રમે, કહો છો ત્હમે મૃત્યુ થયું;
આ એક મણકો ફરી ગયો, બીજો ફરે, ત્રીજો ફરે,
'મણકા' બધા ફરી જાય છે, પણ 'સુત્ર'તો કાયમ રહે.
એ 'દિવ્ય વ્યાપક સુત્ર' જે, આ વિશ્વમાં પ્રોવાઇ રહ્યું,
મ્હારૂં કંઈ પણ જગ વિષે, તો તેજ મારૂં છે બધું;
સેવું સદા હું તેજ ભાવે, તેજ મુજને નિત્ય હો,
ને નામ રૂપોના વિવિધ, મણકા ભલે લય પામજો.

V

આ ક્ષણિક વસ્તુઓ ઉપાના. રમ્ય દેખાવોજ છે,
થાતી અને લય પામતી, માયાવી જુઠાણુંજ એ;
દેખાય જે આ વસ્તુઓ, જ્યાં ત્યાં બધે બ્રહ્માંડમાં,
તે છે અવિકૃત એક શાશ્વત, સૂર્યનાં સ્વપ્નાં બધાં.

VI

મિત્રો અને શત્રુ ઉપર, આધાર કંઇ રાખું નહિ,
તેમજ વળી આ દિવ્ય દેખાવોને, અવલંબું નહિ;
મુજ શરીરના આરોગ્યની, કે વિશ્વની સંપત્તિની,
દરકાર શાની રાખું હું, જ્યાં હું અને મુજ પ્રિયમણી.
આ દશ્ય વસ્તુઓ વિષે, આસક્તિ મુજને જરી નહિ,
પોષાકની એ વિવિધતા, શેત્રંજના પ્યાદાં સહિ;
તે સર્વને ભાળું છતાં, ખેંચાઉં હું જરીએ નહિ,
આ, તે, બધાં એ સ્વરૂપનાં, સિદ્ધાંત હું ભુલું નહિ.

મુજ 'પ્રેમમૂર્તિ' શોધી મેં એ સર્વમાં ન્યાળી રહ્યો,
એનેજ હું અવલંબું ને, એનેજ હું ચાહી રહ્યો:
અદ્વૈતમાં અદ્વૈત છે ને, એજ કેવળ સત્ય છે,
મુજ એજ છે સર્વસ્વને, મુજ એજ છે રક્ષક બધે.

મુજ મિત્ર સાચો એજ છે ને, એજ મુજ ચેલો ગુરૂ,
મુજ એજ પિતા, એજ આત્મજ, તંત્ર મુજ એ ગૃહતણું;
મુજ એજ પતિ. પત્ની અને મુજ એજ આત્મારામ છે,
મુજ એજ છે જીવન અને, મુજ હક્કને આરામ છે.

ઉત્પાત મારો એજ છે ને. એજ મુજ શાંતિ ઉરે,
એ જ્યોતિમાં જ્યોતિ મુજ, મુજ ઔષધી મુજ રામ એ.

(સ્વામી રામતીર્થ ગ્રં. બીજો) **સ્વામી રામતીર્થ.**

---

બંગલા ખૂબ બન્યા મહારાજ, જ્યામે નારાયણ બોલે,
ઇસ બંગલેમેં દસ દરવાજા બીચ પવનકા થંભા,
આવત જાવત કોઈ નવ દેખે, યહી બડા અચંબા ....બંગલા૦

ઇસ બંગલે મેં બાજા બાજે, બાજે સાંજ સવેરી,
તાલ પખાજ મરદંગ બાજે, રાગ છત્રીસ કેરી........બંગલા૦

હાડ ચામકી દેહી બનાઇ, નવ નાડીકા કોટ,
બાજીગરને ખેલ મચાયા, રંગ લગાવ્યા ચોટ ...........બંગલા૦

પાંચ પચીસેક પાતર નાચે, મનવા તાલ બજાવે.
સુરત નરતકી મરદંગ બાજે, રાગ છત્રીસેં ગાવે..........બંગલા૦

રોમ રોમકી છાંઈ બનાઇ, ત્રણ ગુણકા ગાલા,
કહત **કબીરા સુનો ભાઇ સાધુ,** ચેતન ચુનવાવાલા........બંગલા

---

# શો સાર સંસારમાં ?

( શાર્દૂલ૦ )

આપે તાપ અપાર અંતર વિષે, આવી પડી આધિઓ,
દે છે દુઃખ અનેક નિર્દયપણે અંગે વધી વ્યાધિયો;
આવે અન્ય ઉપાધિઓ પ્રતિદિને, દાબી દીએ દ્વારમાં
વારંવાર વિચાર થાય મનમાં, શો સાર સંસારમાં ?

કોટી કર્મ થરે થયેલ કહું શું ? કાયા નથી કામની,
જાતાં વાર નથી જરાય મરતે, જાતે હશે 'જામ'ની;
મોહે થાય મમત્વ, તત્ત્વ, ન મળે, માર્યા જવું મારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં ?

આખું ઉત્તમ આ શરીર પણ તે, છે હાડકાં, ચામડાં,
લોહી, લાળ, પુરીષ, મૂત્ર મળનાં, ખોટાં બધાં ખામણાં,
મારૂં માત્ર મમત્વથી મન વિષે, માન્યું સદાકારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, શો સાર સંસારમાં ?

ધાયા જે ધન ધામ યૌવન વિષે, માયા વડે માણવા,
કાયા તે બહુ કષ્ટથી અવનિમાં, એવા ઘણા ધાણવા,
જાયા જાતિ પવિત્ર મિત્ર છે, પીડા ઘણી પ્યારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, શો સાર સંસારમાં ?

ધાર્યું થાય નહિ ધરાર સુખ તો સોણે નહિ સાંપડે,
ચારે કોર કુસંપને કલહમાં, પાણી પડે પાંપણે,
પ્યારાં પુત્ર કલત્ર આખર અરે, ન્યારાં ઘડીવારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, શો સાર સંસારમાં ?

જાવું જન્મ, જરા વિપત્તિ વચમાં, અંતે અરે એકલાં,
અજ્ઞાને સઘળા જનો રડવડી, શોક્યાં કરે શોકલાં;
ભૂતોનો ઉપકાર ભૂતળ વિષે, ભારી દીયે ભારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં?

નીતિ ન્યાય રહે બધે રખડતાં, રીતિ રહે વેગળી.
પ્રીતિ પ્રાણ સમાન કામ ન કરે, વીતી વદું શું વળી?
જીતી કોઈ ન જાય જગતમાં ખોયું બધું ખારમાં,
વારંવાર વિચાર થાય મનમાં શો સાર સંસારમાં.

કામ ક્રોધ વિશેષ રોજ મનને, સંતાપ આપ્યા કરે,
'આશા' અંતરમાં અનેક સુખની, તે 'મોત' સાથે મરે:
કોને કોણ કહે અથાગ પ્રસર્યું. અંધેર આચારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, શો સાર સંસારમાં?

દાબે નિબળને સદવ બળવાન, સ્વારથા ન સામું જુએ,
લોકો નિર્ધનને ગરીબ ડરતાં, રે દીન શબ્દે રૂવે,
સાચું કોઈ સહાય હોય ન મળે, હીરો ગયો હારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, શો સાર સંસારમાં?

સાયંકાળ વિષે મળે સહજમાં. જેવાં બધાં પંખિયો.
તેવાં કર્મ બળે મળ્યાં સહજમાં સર્વત્ર સંબંધિયો;
આ જાયા, જનની અને જનક તે જાણ્ય અહંકારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, શો સાર સંસારમાં?

જે જે 'ભાવ' જણાય આ જગતમાં, તે તે નથી 'આપણા',
અજ્ઞાને સઘળા બને મન વિષે, સંતાપનાં તાપણાં;
લેવાને યમદુત જીવ જનના, બેઠા રહે 'બાર'માં.
વારંવાર વિચાર થાય મનમાં, શો સાર સંસારમાં?

(કેશવકૃતિ.)

# આ સાર સંસારમાં.

શાર્દૂલ.

હોયે પુત્ર વિનીત બન્ધુ જન સૌ, વિશેષ સંપી વસે,
લેશે ક્લેશ જણાય ના સ્વજનમાં, આનંદ તેથી થશે,
નિરોગી તન, નારિ રૂડી ગ્રહમાં, પુત્રી સદાચારમાં,
વારંવાર વિચાર થાય મનમાં. આ સાર સંસારમાં.

રે'વું આધિન પારકે નવ પડે, સ્વાધીનતા ભોગવે,
દેવું શીર બદામનું નવ મળે, સુખે નિરાંત સુવે,
જીવિકા સુખ સાથ પ્રાપ્ત કરવી, નિષ્પાપ વ્યાપારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, આ સાર સંસારમાં.

ધીરોદ્દાત સુશીલ સદ્દગુણ થકી, કીર્તિ બધે વિસ્તરે,
સન્મિત્રો સહવાસમાં હળી રહે, સન્માન પામે બધે,
નીતિ ન્યાય સદા વસે ઉર વિષે, શ્રદ્ધા સદાચારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, આ સાર સંસારમાં.

વ્યાપારે અતિ હાય વોય ન મળે, પાપી ન ધંધો કરે,
પુન્યે જે ધન મેળવ્યું સહજમાં, સંતોષ તેથી રહે,
રોગી દીન અનાથ મળવે, આશિષ દે દ્વારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, આ સાર સંસારમાં.

લુલા પંગુ નિરાશ્રયી રખડતાં, રોજી નથી જેમને,
ખાવાને મળતું નથી સહજમાં, વસ્ત્રો નથી તેમને,
શોધે નિત્ય ઉપાય આશ્રય દીએ, એવા જનોદ્ધારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, આ સાર સંસારમાં.

કૂડાં કર્મ કરાય ના જગતમાં, ખારે બળી ખેદથી,
વાધે શુદ્ધ સદૈવ નિર્મળ મતિ, પાપી પ્રપંચો તજી;
રૂડા જો રહીએ સદા યશ મળે, સારા જનોચારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, આ સાર સંસારમાં.

રૂડો આ અવતાર પામી નરનો, સત્સંગને આદરે,
સન્માર્ગે ધન વાવરે પ્રતિદિને, સત્કર્મને આચરે;
સત્પાત્રે ધન વસ્ત્ર પાત્રે ખરચે, વાવે નહિ ખારમાં,
વારંવાર વિચાર થાય મનમાં, આ સાર સંસારમાં.

પ્રાણી પ્રાણ સમાન જાણી મનમાં ભારી દયા ચિંતવે.
આણીને કરૂણા કૃપાળુ થઇને દુઃખી જનો નિસ્તરે;
સારા સૌ ઉરમાં ધરે વિનયથી, ધારા કુળાચારમાં,
વારંવાર વિચાર થાય મનમાં. આ સાર સંસારમાં.

પામ્યો પુન્ય બળે મનુષ્ય તન આ હીરો મળ્યો હાથમાં.
સાધે એહ ઉપાય સાર્થક થવા, વિચારી એકાન્તમાં;
ભાવે ભકિત કરાય દેવગુરૂની, સિદ્ધિ ઘડી વારમાં,
વાંરવાર વિચાર થાય મનમાં, આ, સાર સંસારમાં.

'મારૂં' 'મારૂં' મમત્વથી મન તજી, તત્ત્વો તપાસી જુએ,
મોહાદિ અરિ સાથ શસ્ત્ર સજીને, જીતી ઉપાધી ખુએ;
શ્રી, સમૃધ્ધિ સદૈવ સુખ મળશે, સધ્ધર્મ આચારમાં.
વારંવાર વિચાર થાય મનમાં, આ સાર સંસારમાં,

( કેશવકૃતિ )

---

## જીંદગી ક્ષણભંગુર છે.

મંદાક્રાન્તા.

રે ! રે ! શાને મદ મન ધરે, જીવ તું જીંદગીનો.
જાણી લેજે ક્ષણિક સુખનો, ખેલ આ વીજળીનો;
નીચે જાતાં ચલિત ગ્રહને વાર શી લાગવાની ?
તેવી રીતે જન સહુ પડે, કાળના પાસ માંહી.

આવી છોળો જલધિ જળમાં, વેગથી નષ્ટ થાયે,
જોતાં જોતાં ગગન તલમાં, વાદળી કયાં જણાયે ?
જાયે આવી મરણ શરણે, પ્રાણીઓ એજ રીતે,
માટે શાને મદ મન ધરે. માનવી ! તું જરીએ ?

લીલાં પત્રો વડ પર રહ્યાં, એક વારે છવાઇ,
ખુલ્લી આંખે મનહર ઘટા, આમ્રની જે નિહાળી.
તે તો આજે ઉદય સ્થળમાં, આ પડયાં રે ખરીને,
માટે શાને મદ મન ધરે માનવી તું જરીએ ?

નાનાં મોટાં ગરીબ સુખિયાં, નીચને ઉચ્ચ ભાઇ,
મૃત્યુ કેરી કઠણ જડમાં જાય છે રે ચવાઇ;
માટી સાથે ઝટ મળી જઈ, દેહ આ ધૂળ થાશે,
માટે શાને મદ મન ધરે, માનવી તું જરાએ ?

જે માતાએ સતત નિજના બાલને પાળી પોષ્યું,
માતા પ્રત્યે અખુટ નિજનું, હેત બાલે બતાવ્યું;
સ્વામી જેને નિજ સતિ તથા બાલ આશિષ દેતાં,
વિશ્રાન્તિના અગમ સ્થળમાં, તે જતાં રે નિહાળ્યાં.

ગૌરી જેના મુખપર તથા નેત્ર ને નેણમાંહી,
લાલી જોઈ ઝળકતી અરે ! તે ગઈ છે ઘસાઈ;
જેને ચા'તા પુરૂષ અધિકા પ્રેમ સાથે વખાણી,
યાદી તેવા નર તણી વળી, ક્યાં રહી છે જરાઈ ?

ધારી રેતા નૃપતિ કરમાં, રાજ્યનો દંડ પોતે,
ધર્માધ્યક્ષો મુગુટ મણિનો, ધારતા જે શિરે તે;
શૂરા વીરો અતુલ બળિયા યોગી ને સાધુ સંતો,
ભૂમિ મધ્યે અરર ! મળ્યા, ગર્વ શો જીંદગીનો ?

ખેડુ જેઓ કૃષિ કરી સદા, વાવીને કાપી ખાતા,
ગાયો, ભેંસો, બળદ, બકરાં, ચારી ગોપાલ રે'તા;
ભિક્ષા માટે વિવિધ સ્થળમાં, જે ભમંતા ભિખારી,
હા ! હા ! તેના વપુ તણી ફરશી ક્યાં રહી છે નિશાની ?

સાધુ જેણે અમર સુખની આશાથી યોગ સાધ્યો,
પાપી જેણે નિજ અઘ તણો, ખ્યાલ સ્વપ્ને ન આણ્યો;
બુધ્ધિશાળી, મૂરખ નર કે ન્યાયી ને દોષવાળા,
માટી સાથે સકળ જનનાં અસ્થિ અંતે મળેલાં.

વેગે ઉગી કુસુમ કળીઓ, છોડ સૌંદર્યવાળા,
ઉડી જાયે ખરખર ખરી, અન્ય આવે રૂપાળાં;
ટોળે ટોળાં ત્યમ જન તણાં, આવી આંહી રહે છે,
તેનું તે એ ફરી ફરી કરે, જે બધાંએ કર્યું છે !

જેના દાદા વડિલ સહુના, આપણે સર્વ તેવા,
જોયું તાતે જગત પટમાં આપણે તેજ જોતાં,
પીતાં પાણી નિરમળ વળી, તેજ આ સૂર્ય તે છે,
જે રસ્તે એ સરવ વિચર્યા, આપણો માર્ગ એ છે

નાસે સરવે મરણ થકી રે, પામીને ત્રાસ પોતે,
કિન્તુ પુંઠે મરણ નીકળે, ઉડતાં પંખી પેઠે;
કે'છે તેઓ મરણ સમયે "અસ્થિરા જીંદગી છે,"
ગર્વે અંધા પણ 'મદભર્યા માનવી' ક્યાં સૂણે છે?

જન્મી પામ્યા મરણ જન સૌ, ને છીએ આપણે તે,
જે માટીમાં શબ મળી ગયાં, તે પરે ચાલીએ રે;
રે'તા પૂર્વે બહુ બહુ નરો, તે ગૃહોમાં રહીને,
જે જે પામ્યા સ્થિતિ જન બધાં, પામીએ આપણે તે.

હા! હા! આ તો 'સુખ દુઃખ' તથા સર્વ 'આશા નિરાશા',
સાથે જોયાં અખિલ જગમાં 'દ્વંદ્વ' રૂપે રહેલાં.
રોવું ગાવું હૃદય બળવું, હાસ્ય કે હાયરોળ,
આવે તે તો અનુક્રમ થકી, સિંધુ કલ્લોલ[1] જેમ.

જોતાં જોતાં નિમિષ પળમાં, શ્વાસ ઉચ્છ્વાસ પેઠે,
કાયા રૂપી તરૂવર તણો મોર જાશે ખરી રે;
છોડી રૂડાં ભવના નિજનાં, રાજ્ય મંદિર જે છે,
ઓઢી સર્વે કફન શબની વાટિકામાં સુવે છે!

તાત્પર્ય

મિથ્યા જાણી જગત સઘળું. 'હુંપણું' છેક છોડો,
સત્કૃત્યોમાં 'પરગજુ' થઇ ચિત્તને નિત્ય જોડો.
સાચા સ્નેહી 'પરમ પ્રભુ'ની સેવના સાથ સાધો,
રે! રે! કોઇ 'મદ' ન કરશો માનવી 'જીંદગી'નો.

(જૈનહિતેચ્છુ ફેબ્રુ૦ ૧૯૦૭) રા. લાલજી વીરેશ્વર જાની.

---

૧ મોજાં.

# મોત વિષે.

## (ભુજંગી છંદ.)

તજી મંદિરો માળિયાં ગોખ મેડી, તજી બાગ ને બંગલા પ્રૌઢ પેઢી,
સ્મશાને સુકા કાષ્ટમાં વાસે લેવો, અરે આવશે એક તો દિન એવો.

ઘણા ઘેર મેના, ઘણાં હાથી ઘોડા, ઘણા જુક્તિવાળા બન્યા બેલ જોડા,
ઘડીમાં થશે સ્વપ્નનો સાજ જેવો, અરે આવશે એક તો દિન એવો.

હશો ગામમાં, સીમમાં કે કૃષીમાં, હશો ખેદમાં કે હશો જો ખુશીમાં,
કહો કોણ જાણે હશે કાળ કેવો ? અરે આવશે એક તો દિન એવો.

નહીં આગળે કાગળેથી જણાવે, નહીં કોઇની સાથ સંદેશ કહાવે,
અજાણ્યો અકસ્માત આશ્ચર્ય જેવો, અરે આવશે એક તો દિન એવો.

પુરાં થઇ શક્યાં તે થશે કામ પુરાં, અધુરાં રહ્યાં તે રહેશે અધુરાં,
તડાકો તમે તોપનો જેમ દેવો. અરે આવશે એક તો દિન એવો.

ન દે એ પછી આંખ્ય ઉઘાડવાને, ન દે દ્રવ્ય દાટેલું દેખાડવાને.
ન દે બોલવા તે તથા શબ્દ તેવો, અરે આવશે એક તો દિન એવો.

રહ્યા મિત્ર સંબંધિ તે સર્વ રોશે, જરી જોર ચાલે નહિ દૃષ્ટિ જોશે,
જશે ખાખ થૈ ઉડિ આ તો અવેવો,[1] અરે આવશે એક તો દિન એવો.

લતે લાગિ લાગિ કરે લક્ષ લાંબા, ઉછેરે અભિલાખના લાખ આંબા,
કહો કોણ ખાશે મહા મિષ્ટ મેવો ? અરે આવશે એક તો દિન એવો.

ન જાણે અધૂરૂં રહ્યું કાંઈ કૃત્યે, ન જાણે કશી આપટી કે અગત્યે,
ચડી ચોટમાં પાંસરો પ્રાણ દેવો, અરે આવશે એક તો દિન એવો.

---

૧ અવ્યવો.

ભર્યાં પેટીમાં રાચ રૂડાં રૂપાળાં, રહે તેમનાં તેમ દીધેલ તાળાં,
નથી કુંચિનો લૂમખો સાથ લેવો અરે આવશે એક તો દિન એવો.
ચિત્તે ચેતજો સદ્ય ચેતી શકો તો, પુરા શોધથી બોધ પામી શકો તો,
સદાકાળ **દલપતનો** 'દેવ' સેવો, અરે આવશે એક તો દિન એવો.

શાર્દૂલ૦

ખાતા જે ઘૃત ખીર ખાંડ ખુશિથી, થાતા છટાથી છતા,
ગાતા'તા ગુણિ લોક ગીત ગુણીના, દાતા દયાળુ હતાં,
માતા ને પિતુના પવિત્ર કુળ વિષે, દેખાતા હતા દીવડા,
તાતા અગ્નિ વિષે તજી સ્વતનને, જાતા રહ્યા જીવડા.

દોહરો.

મનુષ્ય દેહ મહિમા ઘણો, અરે જીવ તું જાણ;
તે પામી પરલોકનું, કર નિશ્ચય રહેઠાણ.

(સુબોધ સંગ્રહ) —**કવિ દલપતરામ.**

---

## ધોળ

પ્રભુ ભજ્યા વિણ ગાફલ પ્રાણી. આમે ઉમ્મર ખોઈજી,
મેડી મંદિર માલ ખજાના. કામ ન આવે કોઈજી,
માયા માયા કરતો મૂરખ! તૃષ્ણામાંહી તણાણોજી,
લોકતણી લજ્જાનો લઈને કોટે બાંધ્યો પ્હાણોજી.
ઉંચ કૂળમાં અવતાર લઈને કહે, શું **સારૂં** કીધું જી?
'લક્ષ ચોર્યાસી કેરૂં લગડું તાણી માથે લીધુંજી.
'જીવ' તાણું કંઈ જતન ન કીધું, મન માયામાં મ્હોયુંજી
રાત દિવસ તત્પર થઈ રળીઓ, ઠાલું નીર વલોયુંજી.
લોક કુટુંબમાં મોટો થાવા, કામ બગાડયું ત્હારૂંજી,
**બ્રહ્માનંદ** કહે 'રે પ્રાણી હજી સમજ તો સારૂં જી.'

---

# નવ કાળ મૂકે કોઇને !

(હરિગીત છંદ)

મોતી તણી માળા ગળામાં મૂલ્યવંતી મલકતી,
હીરા તણા શુભ હારથી, બહુ કંઠ કાંતિ ઝળકતી,
આભૂષણોથી ઓપતા, ભાગ્યા મરણને જોઇને.
જન જાણીએ મન માનીએ, નવ કાળ મૂકે કોઇને.

મણિમય મુગટ માથે ધરીને, કર્ણ કુંડલ નાખતા,
કાંચન કડાં કરમાં ધરી, કશિયે કચાશ ન રાખતા,
પળમાં પડયા પૃથ્વી પતિ, એ ભાન ભૂતળ ખોઇને,
જન જાણીએ મન માનીએ, નવ કાળ મૂકે કોઇને.

દશ આંગળીમાં માંગળિક, મુદ્રાજડિત માણિકયથી,
જે પરમ પ્રેમે પે'રતા, પોંચી કળા બારીકથી,
એ વેઢ વીંટી સર્વ છોડી, ચાલિયા મુખ ધોઇને.
જન જાણીએ મન માનીએ, નવ કાળ મૂકે કોઇને,

મૂછ વાંકડી કરી ફાંકડા, થઈ લીંબુ ધરતા તે પરે,
કાપેલ રાખી કાતરા, હર કોઈનાં હૈયાં હરે,
એ સાંકડીમાં આવિયા, છટકયા તજી સહુ સોઇને,
જન જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને.

છ ખંડના અધિરાજ જે ચંડે કરીને નીપજ્યા,
બ્રહ્માંડમાં બળવાન થઇને, ભૂપ ભારે ઉપજ્યા,
એ ચતુર ચક્રી ચાલિયા, હોતા ન હોતા હોઇને,
જન જાણીએ મન માનીએ, નવ કાળ મૂકે કોઇને.

જે રાજ્યનીતિ નિપુણતામાં, ન્યાયવંતા નીવડ્યા.
અવળા કર્યે જેના બધા, સવળા સદા પાસા પડ્યા.
એ ભાગ્યશાળી ભાગિયા, તે ખટપટો સૌ ખોઇને.
જન જાણીએ મન માનીએ નવકાળ મૂકે કોઇને.

તરવાર બ્હાદુર ટેક ધારી, પૂર્ણતામાં પેખિયા,
હાથી હણે હાથે કરી, એ કેશરી સમ દેખિયા !
એવા ભલા ભડવીર તે, અંતે રહેલા રોઇને.
જન જાણીએ મન માનીએ, નવ કાળ મૂકે કોઇને.

—શ્રીમદ્ રાજચંદ્ર

---

## ધોળ.

આ તન રંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી,
અસંખ્ય ગયા ધન સંપત મેલી તારી નજરો આગેજી,
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી,
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી—આ તન૦

જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલેજી,
મગરૂરીમાં અંગ મરોડે, જ્યમત્યમ મુખથી બોલેજી,
મનમાં જાણે 'મુજ સરીખો,' રચીયો નહિ કોઈ રાગીજી,
બહારે તાકી રહી બિલાડી, 'લેતાં' વાર ન લાગેજી—આ તન૦

આજ કાલમાં 'હું' 'તું' કરતાં, જમડા પકડી જાશેજી,
**બ્રહ્માનંદ** કહે: 'ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી'—આ તન૦

## બધામાંથી તત્વ શોધી લ્યો.

### ગઝલ.

સહુ થયાં સ્વાર્થથી ભેળાં, નથી કો કોઈનું પ્યારા;
ટળેથી સ્વાર્થ પોતાનો, ધરે રસ્તો બીજો પ્યારા.—સહુ૦

સમજ તું વિશ્વને જુઠું; તજી દિલ શોકને પ્યારા;
નહિ વશ મોહને થાવું, મુંઝાવું ના જરી પ્યારા.—સહુ૦

ધરી હિમ્મત સદા રહેવું, સહેવું થાય જે પ્યારા;
કસોટી કારમી જગમાં, તું ડગમાં કોઈથી પ્યારા.—સહુ૦

રહે મતલબ સુધી રાજી, દગા બાજીજ કરનારા,
સમય પર શીશને આપે, મળે 'વીરલા જ' કો પ્યારા.—સહુ૦

હશે થાનાર જે થાવું, નથી મટનાર કો કાળે,
ભરોસે ઈશને રહેવું, સદા એક તાર થઈ પ્યારા.—સહુ૦

નહિં 'પુરૂષાર્થ'ને તજવો. ધર મન ધીરતા પ્યારા,
લડો બાજી જગત સાથે, ધરી શૂરવીરતા પ્યારા.—સહુ૦

અનીતિને તજી દઈને, ભરો પગલાં નીતિ રસ્તે,
ફતે છે 'સાચ'ની સહુમાં, બહુમાં માન છે પ્યારા.—સહુ૦

નહિ 'કિસ્મત' કહી રોવું, જગત જોવું તપાસીને,
અનુભવ થાય છે એથી, જણાવે તત્ત્વને પ્યારા.—સહુ૦

જગત જંજાળની ફાંસી, વસે આનંદ ને હાંસી,
વળી મોહ શોકના ભારા, કટે નહિ તત્ત્વ વિણ પ્યારા.—સહુ૦

વિચારી 'તત્ત્વ' ને શોધો, ન દેશો દોશ કોઈને,
સદા **નરસિંહ** સમ થઈને, વિચરજો વિશ્વમાં પ્યારા.—સહુ૦

—નરસિંહ શર્મા.

---

## દરેક કામમાં "યત્ના" ભૂલશો માં!

પીજો પીજો રે ચેતનવા પાની છાન છાન કે—ટેક
નિરખ નિરખ કર પગ ધર ચલના.
જૈન બાની સત માન માન કે—પીજો પીજો રે૦
હિત મિત વચન કહો મેરે પ્યારે,
ક્રોધ લોભ મદ ભાન માન કે—પીજો પીજો રે૦
નિશિ ભોજન ભૂલે નહિ કરના,
જીવ પડેંગે વામેં આન આન કે—પીજો પીજો રે૦
'ન્યામત' હલન-ચલન જો કરના,
કરના સુમન હિએ ઠાન ઠાન કે—પીજો પીજો રે૦

(જૈન હિતેચ્છુ ૧૯૧૦)

---

## કહો! કયાં છે પેલી શાન્તિ?

અસબાબ સૌ ફેંકી કરી, ઝોળી કફન અંગે ધરી,
આ ખાખ દીલે ચોળતાં, શાન્તિ અરે જોઈ નહિ ...અસબાબ૦
રાજ્ય દંડ હાથે ધરી, સોનેરી માંહે શોભતા,
ગુલતાન વૈભવમાં થયે, શાંતિ મહી સોયા નહિ....અસબાબ૦
શેઠીઆને શાન્તિ છે ના, વેઠીઆને ના કદી,
સંસારમાં ના નીરખી, જંગલ અરે! જોઇ નહિ....અસબાબ૦
વિશ્વના આ પડ વિષે, શું શાન્તિ છૂપી છે અહા?
પુછું ખલકના આદમી!એ શાન્તિ કયાં છુપી હશે?....અસબાબ૦

દોહરો

રાજ્ય, મંદીરને મઠ વિષે, કયાંયે ન શાન્તિ વાસ;
પોતાતણું ભૂલી ગયે, શાન્તિ આવે પાસ;

(જાગૃતિ વ. ૨ અંક ૧૧-૧૨) 'ડાહ્યો'.

# ધર્મ કોણ કરી શકે: ધનવંત કે નિર્ધન ?

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને–એ દેશી.)

ધર્મ કરણી તો ધર્મ તણી દાઝે થતી,
હોય ભલે નિર્ધન કે કાં ધનવાન જો;
તે ઉપર કહું એક અલૌકિક વારતા,
સ્નેહ ધરીને સુણજો સરવે કાન જો—ધર્મ૦

'દેવપુરી'માં બેઠી. દેવ–દેવાંગના,
'ધર્મ' સંબંધી કરતાં વાદવિવાદ જો;
દેવ કહે: "નિર્ધન નવ ધર્મ કરી શકે,
અહો રાત્રી ધન રળવા ઉદ્યમ યાદ જો—ધર્મ૦

ત્રણ સાંધે ને ત્રુટે તેરજ તેહને,
ગમે ન કરવું ધર્મ-ગીત કે ગાન જો;"
દેવાંગના કહે: "તર્ક ખોટો એ આપનો,
નિર્ધન છે ધર્મ કરવા શક્તિવાન જો—ધર્મ૦

ધન તણી નહિ ઉપાધી તેને કશી,
કરી શકે તે ધર્મ નીરાંતે ખાસ જો;
ધનવંતો નર ધંધામાં, વળગી રહે,
મળે ન કરવા ધર્મ, જરા અવકાશ જો—ધર્મ૦

ધન વધે તેમ ધંધો પણ વધતો કરે,
કીર્તિ વધવા ધરે અતિ અભિલાષ જો;
ધન રક્ષણને વૃદ્ધિના શોધે બહુ
ઉપાય અહોનીશ, થઈ લક્ષ્મીનો દાસ જો." - ધર્મ૦

"નિર્ણય કરવા" દેવ કહે "તે વાતનો,
ચાલો જઈએ મૃત્યુલોક મોઝાર જો;"
સાધુ વેષે બન્ને ત્યાંથી સંચર્યા,
આવી ઉભાં નિર્ધન નરને દ્વાર જો;"—ધર્મ૦
દેવ કહે-" અલ્યા ધર્મ કેમ કરતો નથી,
મિથ્યા તારો જાય મનુષ્ય અવતાર જો;
નિર્ધન કહે--"ધન વિના શું કરૂં બાપજી?
રાત્રી દિવસ થઉં ધન માટે ખુવાર જો;"—ધર્મ૦
દેવ કહે--"રે ધન તુને બહુ આપશું,
ધર્મ તણી જો છે કરવા અભિલાષ જો."
એમ કહીને બન્ને ત્યાંથી સંચર્યા,
નિર્ધનને ઘેર થયો લક્ષ્મીનો વાસ જો.—ધર્મ૦
મહેલ મંદીર ને બાંધ્યા મોટા માળીયાં,
ચાકર નોકર રાખ્યા અપરંપાર જો;
ગાડી, વાડી, લાડીનો શોખી થયો,
રાત્રી દિવસ ધન રળવા ઉપર પ્યાર જો. ધર્મ૦
ધન મળતાં '**ધર્મ હીરો**' રોળ્યો ધુળમાં,
પત્થર પૈસે પ્રોયું ચિત્ત જો,
એહ હકિકત જાણી દેવ દેવાંગના,
સાધુ વેષે આવ્યાં જાણી હિત જો. ધર્મ૦
નિર્ધનને કહે-"ધન અલ્યા તુજને મળ્યું,
ધર્મ ઉપર હવે કેવી છે તુજ પ્રિત જો?"
"પાણી પીવા" નિર્ધન કે,' "નવરો નહિ,
મધ્યાને હું જમવા પામું નિત્ય જો. ધર્મ૦

સંસારી બહુ કામો વળગ્યાં મુજને,
નથી દેતાં એ કરવા ધર્મ લગાર જો;"
એટલું કહીને નિર્ધન વળગ્યો કામમાં,
ખેદીત સાધુ નીકળ્યા ઘરની બહાર જો.—ધર્મ૦

સુકું વૃક્ષ એ મ્હેલ તણી વાંસે હતું,
તેને જઈને વળગ્યા તે અતીત જો;
બૂમ પાડી કે—"ધાજો ધાજો સહુ અહીં,
અમને છોડે નહિ આ વૃક્ષ અજીત જો."—ધર્મ૦

સાદ સૂણીને નિર્ધન ત્યાં આવી કહે:—
"મૂર્ખ સાધુ! કાં મિથ્યા કરો બકવાદજો;
નિર્જીવ વૃક્ષ તમને એ કંઇ વળગ્યું નથી,
છોડી દો તમે બેઉ તમારા હાથ જો."—ધર્મ૦

સાધુ કે' "રે મૂરખ...તું કે અમે છીએ?
વિચાર કરી જો એહુ તણો તું ચિત્ત જો;
કાર્ય સંસારી તુજને ક્યાં વળગી રહ્યા?
'અજીવ' અને વળી એ તો છે 'અનિત્ય' જો"—ધર્મ૦

એમ કહીને અદૃશ્ય થયા એ સાધુજી,
આશ્ચર્ય પામી ઘરમાં આવ્યો શેઠજી;
વિચાર કર્યો: 'આ ઘર કામો વળગ્યાં નથી,
વળગી રહ્યો મૂર્ખ હું તેને નેટજો.'—ધર્મ૦

એમ વિચારી ત્યાગ વૃત્તિ સ્વીકારીને,
કરવા માંડયો ધર્મ ધરી બહુ ભાવ જો;
અલ્પ ભવે તે મોક્ષ ગતિને પામિયો,
'મોતિ' છે 'ધર્મ' ભવોદધિનું નાવ જો—ધર્મ૦

દોહરો.

'નિર્ધન' ને 'ધનવાન'નું, લક્ષ્મી રળવા લક્ષ;
દાઝ નાહ દીલ ધર્મની. સરખા બન્ને પક્ષ.

(જૈનહિતેચ્છુ. જુલાઇ ઓગસ્ટ. ૧૯૦૭.) મોતીલાલ મ શાહ.

---

### રાગ-ખમાજ.

જીભલડી રે તને હરિગુણ ગાતાં, આવડું આળસ ક્યાંથી રે?
લવરી કરતાં નવરાઇ ન મળે, બોલી ઉઠે મુખમાંથી રે.
પર નિંદા કરવાને પૂરી, શૂરી ખટરસ ખાવા રે,
ઝગડો કરવા ઝઝે વહેલી, કાયર હરિગુણ ગાવા રે.
અંતકાલ કોઇ કામ ન આવે, વહાલા વેરીની ટોળી રે,
વજન ધારીને સર્વસ્વ લેશે, રહેશો આંખો ચોળી રે.
તલ મંગાવો ને તુલસી મંગાવો, રામ નામ સંભળાવો રે,
પ્રથમ તો મસ્તક નહિ નમતું, પછી શું નામ સુણાવો રે.
ઘર લાગ્યા પછી કૂપ ખોદાવે, આગ એ કેમ હોલવાશે રે,
ચોરો તો ધન હરી ગયા પછી, દીપકથી શું થાશે રે.
માયા ઘેનમાં ઉંઘી રહે છે, જાગીને જો તું તપાસી રે,
અંત સમે રોવાને બેઠી, પડી કાળની ફાંસી રે.
હરિગુણ ગાતાં દામ ન બેસે, એકે વાળ ન ખરશે રે,
રહેજે પંથનો પાર ન આવે, ભજન થકી ભવ તરશે રે.

(આશ્રમ ભજનાવલીમાંથી.)

મન મસ્ત હુઆ તબ ક્યોં બોલે ? (૨) ટેક.
હીરા પાયો ગાંઠ ગઠિયાયો, બાર બાર વાકો ક્યોં ખોલે ? ૧
હલકી થી જબ ચઢી તરાજૂ, પૂરી ભઈ તબ ક્યોં તોલે ? ૨
સુરત કલારી ભઇ મતવારી, મદવા પી ગઈ બિન તોલે. ૩
હંસા પાયે માન સરોવર, તાલ તલૈયા ક્યોં ડોલે ? ૪
તેરા સાહેબ હૈ ઘટ માંહીં, બાહર નૈના ક્યોં ખોલૈ. ૫
કહે કબીર સુનો ભાઇ સાધુ, સાહિબ મિલ ગયે તિલ ઓલે. ૬

---

# અમૂલ્ય તત્ત્વ વિચાર.

બહુ પુણ્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે ભવચક્રનો, આંટો નહિં એકે ટળ્યો
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ. મરણે કાં અહો રાચી રહો?
લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો;
શું કુટુંબ કે પરિવારથી, વધવાપણું એ નય ગ્રહો,
વધવાપણું સંસારનું, નર દેહને હારી જવો!
એનો વિચાર નહિં અહો હો! એક પળ તમને હવો!
નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્ય શક્તિમાન જેથી, જંજિરેથી નીકલે!
પર વસ્તુમાં નહિ મુંઝવો, એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિધ્ધાંત કે, પશ્ચાત દુ:ખ તે સુખ નહિ.
હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારૂં ખરૂં?
કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરહરૂં?
એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનનાં સિધ્ધાંત તત્ત્વ અનુભવ્યાં.
તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું?
નિર્દોષ નરનું કથન માનો, 'તેહ' જેણે અનુભવ્યું;
રે! આત્મ તારો! આત્મ તારો! શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદ્રષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો.

શ્રીમદ્ રાજચંદ્ર.

---

વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતંગ, આયુષ્ય તે તો જલના તરંગ;
પુરંદરી ચાપ અનંગ રંગ, શું રાચીએ જ્યાં ક્ષણનો પ્રસંગ?

શ્રીમદ્ રાજચંદ્ર

## તમે શું તે વિચાર્યું છે?

ઘણા યુગ શાંતિની આશે, અશાન્તિમાં વીતાડયાં છેઃ
તથાપિ શાન્તિના પામ્યા, તમે શું તે વિચાર્યું છે?

અમૂલાં સબળ ને ઉંચા, તમોને સાધનો કયાંથી?
મળ્યાં કેવા કઠીન કષ્ટે તમે શું તે વિચાર્યું છે?

કયા ઉદ્દેશથી નરનો જનમ ધારણ તમે કીધો?
અને આ શા થકી પામ્યા, તમે શું તે વિચાર્યું છે?

દોષ દીલના દફન કરવા, ક્રિયાઓ કઠિન પણ કીધી;
ઘટયા કે વૃદ્ધિને પામ્યા? તમે શું તે વિચાર્યું છે?

ન સાથે કોઇ આવે તો, ધમાધમ આ બધી શાની?
બરાબર શાંત ચિત્તેથી તમે શું તે વિચાર્યું છે?

ઉદર ભરવા નિમિત્તે શું, સદા કાળાં કરમ કરવાં!
પછી ફળ એહના કેવાં? તમે શું તે વિચાર્યું છે?

બીજાઓનું બગાડીને, ભલું પોતાતણું કરવું!
વિષમ આ વાત છે કેવી? તમે શું તે વિચાર્યું છે?

અશાન્તિ અવરને આપો, તમારી શાન્તિના અર્થે,
ગજબની આ બીનાઓને, તમે કદિયે વિચાર્યું છે?

**જરા ફુરસદ ખરી લઇને, પ્રભુના સન્મુખે થઇને;**
**પૂછયું આ સંતના શિષ્યે તમે શું તે વિચાર્યું છે?**

( જાગૃતિ વ. ૨ અંક ૧૧-૧૨ ) **મુનિશ્રી નાનચંદ્રજી.**

---

ના મારાં તન રૂપકાંતિ યુવતી, ના પુત્ર કે ભ્રાત ના
ના મારાં ભૃત સ્નેહિઓ સ્વજન કે, ના ગોત્ર જ્ઞાત ના,
ના મારાં ધન ધામ યૌવન ધરા, એ મોહ અજ્ઞાત્વના
રે! રે! જીવ વિચાર એમજ સદા અન્યત્વદા ભાવના.

**શ્રીમદ્ રાજચંદ્ર**

કાનુડો ન જાણે મોરી પ્રીત—એ રાગ.

જીવડા હજી જરા ચેત, બાજી આ છે છેલ્લી રે,
નિંદા કરવામાં શૂરો, પાપ પાખંડે પૂરો,
લોભી સ્વારથમાં તૈયાર, 'પર'માં માની 'મારૂં' રે—જીવડા૦
મોજમજા મન લાગી મીઠી, પરનારી પ્રેમે દીઠી,
મનમાં તૃષ્ણાનો નહિ પાર, માની મારૂં મારૂં રે—જીવડા૦
વિકથાની વાતો પ્યારી, કીધાં તેં ચોરી જારી,
પર 'પરિણતિ'માં રહી મશગુલ, આખી ઉમર હારીરે—જીવડા૦
લક્ષ્મીની લાલચ લાગી. બહિરાતમ પદનો રાગી,
મૂરખ લજવી જનની—કૂખ, ફોકટ ભારે મારીરે—જીવડા૦
મળ્યું છે ઉત્તમ ટાણું. પરખી લે નયણે નાણું,
ના'વે સાથે કંઈ તલ ભાર, શાને મોહ ધરે છે રે? -જીવડા૦
અર્ક તણા અંકુરાં જેવાં, તન-ધન-જોબન છે તેવાં,
બાજીગરની બાજી ફોક, અંતે વિણશી જાશેરે—જીવડા૦
નર નારી મૂરખ જન ડાહ્યા, સાચી માનીને માયા,
ભવમાં ભટક્યા વારંવાર, જન્મ જરા દુઃખ પામીરે—જીવડા૦
**સાચી શિખામણ માની, થા તું-આતમનો ધ્યાની**
**'બુદ્ધિસાગર' સાચી સેવ, પ્રભુની અંતર ધારીરે-જીવડા.**

---

અનંત સૌખ્ય નામ દુઃખ ત્યાં રહી ન મિત્રતા,
અનંત દુઃખ નામ સૌખ્ય, પ્રેમ ત્યાં વિચિત્રતા !
ઉઘાડ ન્યાય નેત્રને નિહાળ રે ! નિહાળ તું.
નિવૃત્તિ શિઘ્ર મેવ ધારી તે પ્રવૃતિ બાળ તું.

દોહરો

જ્ઞાન, ધ્યાન વૈરાગ્યમય, ઉત્તમ જહાં વિચાર;
એ ભાવે શુભ ભાવના, તે ઉતરે ભાવ પાર.

## અમૂલ્ય જન્મ ફરી મળવો મુશ્કેલ છે.

મનુષ્યનો જન્મ ફરી નહી મળે (૨) કદી તન નાવા બેઠી તળે–ટેક
ખરેખરી તું ખોજ કરી લે. અંતરમાં અટકળે, પ્રાણીઆ અંતરમાં૦
કેસર ને કસ્તુરી કેવડો, તેલ વિષે શું તળે ? ........મનુષ્યનો૦
કલ્પતરૂને કોરે મૂકી, બાથ ભીડી બાવળે, મૂરખ તેં બાથ૦
ઠંડકના તજી દઈ ઠેકાણા, કાં 'બળતાં'માં બળે ? ........મનુષ્યનો૦
ભજ અજને. તજ અવર કામ તો, તાપ ત્રિવિધ ટળે, સર્વ તુજ તાપ૦
પવિત્ર થાવા, તાપ તજાવા, પ્રભુને ભજ પલ પલે ........મનુષ્યનો.
કાં અવળાઇ કરી અંતરમાં, આમતેમ આફળે? મફતનો આમ તેમ૦
મૂર્ખ વિના સાચાં મોતી કણ, કોણ ઘંટીએ દળે ?........મનુષ્યનો૦
પરમેશ્વરનો પંથ તજી કાં, ભ્રષ્ટ પંથમાં ભળે ? અરે કાં ભ્રષ્ટ૦
સંતશિષ્ય કહે, નહિ સમજે તો, ખોટ જણાશે ખળે.......મનુષ્ય૦

—મુનિશ્રી નાનચંદ્રજી,

---

અગર હૈ શૌક મિલને કા, તો હરદમ લૌ લગતા જા;
જલા કર ખુદનુમાઈ કો, ભસમ તન પર લગાતા જા;
પકડ કર ઈશ્ક કી ઝાડુ, સફા કર હીજ એ દિલ કો,
દૂઈ કી ધૂલ કો લેકર, મુસલ્લે પર ઉડાતા જા.
મુસલ્લા છોડ, તસબી તોડ, કિતાબેં ડાલ પાની મેં;
પકડ દસ્ત તૂ ફિરશ્તોં કાં, ગુલામ ઉનકા કહાતા જા.
ન મર ભૂખા, ન રખ રોજા, ન જા મસ્જિદ, ન કર સિજદા,
વજુ કા તોડ દે કુજા, શરાબે શોક પીતા જા.
હમેશા ખા હમેશા પી, ન ગફલત સે રહો ઇકદમ.
નશે મેં સૈર કર અપની, ખુદી કો તૂ જલાતા જા.
ન હો મુલ્લાં, ન હો બમ્મન, દુઈ કી છોડ કર પૂજા;
હુકમ હૈ શાહ કુંલબર કા: અનલહક તૂ કહાતા જા.
કહે મંસૂર મસ્તાના, હક મૈંને દિલ મેં પહચાના,
વહી મસ્તાં કા મયખાના, ઉસી કે બીચ આતા જા.

---

## સ્વાત્મ નિષ્ઠા.

ઠોર ઠોર મન તું કયું ભટકે, તેરા સાહેબ હે તુજમેં રે—ટેક
સાહેબ કારન પંડિત મૂરખ, ઢુંઢત હે નિર્જન બનમેં રે,
જીનકો દૂર દૂર સબ જાને, સો સાહેબ અપને તનમેં રે—ઠોર૦
ભૂલ ગયો હે રૂપ આપકો, તો તેં તું ભવમાંહિ ભમે રે,
પામર બુદ્ધિ પરિત્યાગી કે, સાધુ ચરનમેં કયોં ન રમે રે—ઠોર૦
કસ્તુરી જ્યું મૃગ નાભીમેં, ગુપ્ત રહ્યો ઘૃત જ્યું પયમેં રે
ત્યોં સાહેબ સર્વાંતર વ્યાપક ભાસત હે હૃદયાલયમેં રે ઠોર૦
જાગૃત–સ્વપ્ન–સુષુપ્તિસેં પર, તુર્યાતીત સબી સ્થલમેં રે,
તીન અવસ્થાકું જો જાને, મિલે ઉસીકું ઓ પલ મેં રે–ઠોર૦
જો શાક્ષી સર્વાંતર રસબસ, ભાસત હે પલ પલ છીન મેં રે,
સદ્ગુરૂ મુખસેં સમજ લીઆ જબ, ભેદ નહિં તુજમે ઇનમે રે–ઠોર૦
અબ સબ દશ્ય પ્રપંચ બિચારી, મગ્ન રહે મન ઇનિ પદમેં રે,
**વિશ્વનાથ** ગુરૂ જો પદ દીનો. **ડોસા** દેખા અનહદમેં રે.–ઠોર૦

—ડોસા ભગત.

---

તિરથ કોન કરે, હમારે તિરથ કોન કરે?
મનમેં ગંગા, મનમેં કાશી, મનમેં સ્નાન કરે--હમારે.
મનમેં આસંન, મનમેં કડાસન, મનમેં મૌન ધરે -હમારે.
મનમેં માલા, મનમેં મુદ્રા, મનમેં ધ્યાન ધરે,--હમારે.
કહત કબીરા સુનો ભાઈ સાધુ, ભટકત કૌન ફરે--હમારે.

---

ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો ? ભમ્યો દિવસ ને રાત.
માયાનો બાંધેલ પ્રાણીઓ, સમજ્યો નહિ શુદ્ધ વાત. -ભૂલ્યો૦
કુંભ કાચો, કાયા જાજરી, જોઇને કરોને જતન;
વણસતાં વાર લાગે નહિ, રાખે રૂડું રતન. -ભૂલ્યો૦
કેના છોરૂ કેના વાછરૂં, કેના માય ને બાપ;
અંતકાળે જાવું એકલા, સાથે પુણ્ય ને પાપ. -ભૂલ્યો૦
જે ઘર નોબત વાજતી, હોતા છત્રીસ રાગ;
ખંડેર થઇને ખાલી પડયાં, કાળા ઉડે છે કાગ. -ભૂલ્યો૦
જીવની આશા ડુંગર જેવડી, મરણ પગલાંને હેઠ;
મોટા મોટા મરી ચાલિયા, લાખો લખપતિ શેઠ. -ભૂલ્યો૦
ઉલટી નદી પૂર ઉતરી, જાવું પેલે રે પાર;
આગળ નીર નહિં મળે, જોઇએ તે લે જે હાર. -ભૂલ્યો૦
સતકર્મ સદ્વસ્તુ વોહોરજો, ઇશ્વિર સ્મરણ સાથ,
**કબીર** જુહારીને નીસર્યા, લેખું સાહેબને હાથ. -ભૂલ્યો૦

---

## મનુષ્યભવની ઉત્તમતા.

પૂર્વ પુણ્ય ઉદય કરી ચેતન ! નીકા નરભવ પાયા રે.
દીનાનાથ દયાલ દયાનિધિ, દુર્લભ અધિક બતાયા રે;
દશ દષ્ટાંતે દોહિલો જાકું, ઉત્તરાધ્યયને ગાયા રે-પૂર્વ૦
અવસર પાય વિષયરસ રાચત: તે તો મૂઢ કહાયા રે;
કાગ ઉડાવન કાજ વિપ્ર જિમ, ડાર મણિ પસ્તાયા રે-પૂર્વ૦
નદી ઘોલ પાષણ ન્યાય કર, અર્ધ વાટ તું આયા રે;
અર્ધ સુગમ આગળ રહી તિનકું, જિન કછુ મોહ ઘટાયા રે--પૂર્વ૦
ચેતન ચાર ગતિમેં નિશ્ચેં, મોક્ષ દ્વાર એ કાયા રે,
કરન કામના સુરપતિ યાકું, જિનકું અનર્ગલ માયા રે-પૂર્વ૦

રોહણગિરિ જિમ રતનખાણ તિમ, ગુણ સહુ યામેં સમાયા રે;
મહિમા મુખથી વરણત જાકી, સુરપતિ મન સંકાયા રે-પૂર્વ૦
કલ્પવૃક્ષ સમ સંજમ કેરી, અતિ શિતલ જિહાં છાયા રે;
ચરણ કરણ ગુણ ધાર મહામુનિ, મધુકર મન લોભાયા રે.—પૂર્વ૦
યા તન બિન તિહું કાલ કહો કિમ, સાચા સુખ નિપજાયા રે?
અવસર પાય ન ચૂક ચિદાનંદ, સદ્‌ગુરૂ યોં દરસાયા રે-પૂર્વ૦
(જૈન કાવ્ય પ્રવેશ)

---

તારા મનમાં જાણે છે મરવું નથી રે,
એવો નિશ્ચય કર્યો નીરધાર; તેમાં ભૂલી ગયો ગવાનને રે.
ધન દોલત નારી ને ઘણા દીકરા રે,
ખેતી વાડી ઘોડી ને ઘરબાર; તેમાં ભૂલી ગયો ભગ નને રે.
મેડી મંદિર ઝરૂખાં ને માળિયાં રે,
સુખ દાયક સોનેરી સેજ, તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
ગાદી તકીયા ને ગાલ મશુરીયાં રે,
અતિ આડ કરે છે એજ; તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
નીચું કામ કરીને નમતો નથી રે
એવું સાધુ સંગાથે અભિમાન; તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
વનમાલી 'મોહન' ની મૂરતી રે,
તેની સાથે ન લાગેલ તાન; તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
પાપ અનેક જન્મના આવી મળ્યાં રે
તારી મતિ મલિન થઈ મંદ; તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
દેવાનંદના વાલાને વીસરી ગયો રે,
તારે પડયો ગળે જમ ફંદ. તેમા ભૂલી ગયો ભગવાનને રે.

---

# સેવાની ભાવના.

(મંદાક્રાન્તા.)

ચાલો મિત્રો પર હિત તણું, કામ આજે કરીશું,
દુઃખી જે જે નજર પડતાં, દુઃખ તેના હરીશું;
શાન્તિ દેવા જીગર બળથી, સ્વાર્થનો ભોગ આપી,
રૂઝાવીશું હૃદય વ્રણને, દુઃખના હેતુ ટાળી. ૧

આસુંડા જે નયન ઝરતાં; લુંછીશું નિજ હસ્થે,
સિંચીશું ત્યાં પ્રણય બળની, વારિ ધારા જ પ્રીતે;
શોકે દુખ્યું વદન નીરખી, શાન્તિ તેને દઈશું,
નિમિત્તે જે ઉદ્‌ભવ થયો, નાશ તેનો કરીશું. ૨

અજ્ઞાનીના તિમિર પટનો, ભંગ કરવા નિમિત્તે
વિદ્યાનાં જે પ્રબળ કિરણો, ફેંકશું શુદ્ધ ચિત્તે;
દેખી જીવો બળહીન જગે, ધારીશું વીર્ય ખંતે,
જેથી તેઓ ધીરજ ધરીને, ચાલશે યોગ્ય પંથે. ૩

લોકો માંહે નીરખી અશુચિ, દ્વેષ તો ના ધરીશું,
દૃષ્ટાંતોથી શીખવી શુચિતા, મેલ છુપો હરીશું;
જ્યાં જ્યાં જેવી જરૂર પડતી, સેવનાની અમારી,
ત્યાં ત્યાં તેવી અમ હૃદય તો, આપશે સેવ ભારી. ૪

સેવા સેવા અવની તળમાં, ધર્મ બીજો ન જાણું,
સેવા સેવા રટણ કરીને, કાર્યમાં તેજ આણું;
સેવાનો તો વિકટ પથ છે, તોય તેને ગ્રહીશું,
પ્રાણી સેવા કરી સુગુરૂના, માર્ગમાં વિચરીશું. ૫

મણીલાલ ન. દોશી.

---

## માતૃ ભૂમિને ચરણે

એ માતૃભૂમિ તેરે ચરણો મેં શિર નમાઉં;
મ ભક્તિ ભેટ અપની, તેરી શરણ મેં લાઉં.
તેરે હી કામ આઉં, તેરા હી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુજ પર, બલિદાન મૈં ચઢાઉં.

## કબ સપૂત કહલાઉંગા?

જનની જન્મભૂમિ કબ તેરી. સેવા મેં મન લાઉંગા?
તવ-પદ-પ્રેમ મગન રખ કર, તન મનકી સુધિ બિસરાઉંગા?
તેરે લિએ પડેંગે જો દુખ, સો સુખ સમઝ ઉઠાઉંગા?
તન, મન, ધન તુઝ કો અર્પણ કર, તેરા હી બન જાઉંગા?–૧

તેરે દુખ સે દુખિત રહૂંગા, તુઝે દેખ સુખ પાઉંગા?
અન્ય ગાન કી તાન ભુલ કર, તેરે હી ગુન ગાઉંગા?
ઔર દેવ કા નામ ન લે કર, તુઝસે લગન લગાઉંગા?
જ્યોં મુઝ કો તૂને અપનાયા, ત્યોં તુઝકો અપનાઉંગા?–૨

હે માતા વહ દિન કબ હોગા, તુઝ પર બલિ બલિ જાઉંગા?
તેરે ચરણ–સરોરૂહ મેં મૈં, નિજ મન-મધુપ રમાઉંગા?
તૂ સમાયગી મેરે મનમેં, મૈં તવ ધ્યાન સમાઉંગા?
ભેદ–ભાવ સબ ભૂલ ભાલ કર, એક રંગ રંગ જાઉંગા?–૩

ધૂલ ભરા તવ તન ધોને કો, લોચન-સલિલ બહાઉંગા?
તુઝે અમિત અવલોક પવન હિત, પંખા પલક બનાઉંગા;
પીડિત દેખ તુઝે પલપલ પર, પીર સૌગુની પાઉંગા?
તેરી સેવા મેં રત રહ કર, **કબ સપૂત કહલાઉંગા?**–૪

(**स्वदेश-संगीत–द्वितीय भाग**) **સનેહી.**

## અમે તો ભારત ભૂમિનાં બાળ.

અમે તો ભારતભૂમિનાં બાળ !
અમોને કેવળ એ પર વ્હાલ, નિરંતર કેવળ એ પર વ્હાલ.
સ્વર્ગ સમી પરભૂમિ સુન્દર ભલે રસમાં રમનાર,
અમ અંતરમાં એને તેજે, પળ ભર નહિ ચમકાર....અમે તો૦
રંક ભલે રહી માત અમારી, તદપિ તે અમ પ્રાણ;
હૈયાં ગેલ સલુણા દેતી, શીખવે ઉન્નત ગાન...અમે તો૦
અવર ભૂમિની ભૂરકીમાં નહિ, ભારત અમ ભૂલનાર;
પર માતાના લાડ લુખેરા. તે શું દુઃખ દળનાર?....અમે તો૦
અનેક વ્રત કંઈ અમે ઉજવીશું, જગત સુર ઝમકાર,
ઉષા સમી બસ ભારત હસાવી, જગવીશું જયકાર...અમે તો૦

---

## જય હિંદુસ્થાન.

જય વિદ્યા-બલ-બુધ્ધિ-નિધાન, જન્મભુમિ ગુણ ગૌરવ-ખાન;
શાન્તિ-સૌખ્ય કા વાસસ્થાન, જય જય પાવન હિન્દુસ્તાન. ૧
શોભિત તવ સિર મુકુટ સમાન, પૂજ્ય હિમાલય ઓષધિ-ખાન;
પાર્શ્વ દેશમેં શોભિત રમ્ય, બ્રહ્મપુત્ર, નદ સિન્ધુ અગમ્ય. ૨
ગંગા, યમુના આદિ અનેક, નદિયાં સુગમ એક સે એક;
પ્રક્ષાલન કરતે તવ અંગ, દિખા રહી હૈં લહર ઉમંગ. ૩
કાલિદાસ, ભવભૂતિ સમાન, કવિવર તુઝમેં હુએ મહાન્,
ભીમાર્જુન ગાંગેય સમાન. રથી હુએ તુઝમેં બલવાન. ૪
કર્ણ સદૃશ દાની વિખ્યાત, ભારત! કિયા તુઝી ને જાત!
હરિશ્ચંદ્ર સે સત્ય પ્રતિજ્ઞ, જાત હુએ તુઝમેં હી વિજ્ઞ. ૫
સુખ સ્વતંત્રતા કી તૂ ભૂમિ, ધર્મ ધીરતા કી તૂ ભૂમિ,
જગ મેં તૂ સ્વર્ગ સમાન્, જય જય પાવન હિંદુસ્તાન. ૬

**(स्वदेश-संगीत द्वितीय भाग)** **-લોચન પ્રસાદ.**

---

## પ્રાર્થના.

હમ જીવિત હૈં પર નાથ! હમેં ઇસ જીવનમેં કુછ સાર નહીં,
ઉઠતા જગદીશ! ન શીશ કભી હિલતા તક હૈ દુખ-ભાર નહીં;
અપને દિન યે કિસ ભાંતિ કટેં અબ આપસમેં કુછ પ્યાર નહીં ?
હમ રોક રહે ફિર ભી દૃગસે રૂકતી અબ હૈ જલ-ધાર નહીં. ૧
નિજ-પૂર્વ-દશા હમ ભૂલ ગયે હમકો અપના અબ જ્ઞાન નહીં;
સબ ગૌરવ ખોકર બૈઠ રહે નિજ ઉન્નતિકા કુછ ધ્યાન નહીં;
ભગવાન! ભલા હમ જાય કહાં જગમેં અબ હૈ નિજ માન નહીં ?
હમકો અપના અભિમાન નહીં, હમમેં અબ હૈ કુછ આન નહીં. ૨
બલ-વૈભવ કા કિસ ભાંતિ પ્રભો! ઇસ ભાંતિ સમૂલ વિનાશ હુઆ ?
કુછ જાન નહીં પડતા હમકો અબ ક્યા વહ દિવ્ય પ્રકાશ હુઆ ?
અપના કુછ ભી ન રહા અપના સપના વહ પૂર્વ-વિકાસ હુઆ
કિતના અપના અબ હ્રાસ હુઆ જગતીતલ મેં ઉપહાસ હુઆ. ૩
વહ સ્વચ્છ ઉદાર વિચાર કહાં, વહ હૈ ગુણ-ગ્રામ લલામ કહાં ?
વહ નીતિ તથા વહ રીતિ કહાં, વહ પ્રીતિ મહા મુદ-ધામ કહાં ?
વહ શીલ તથા વહ શૌર્ય કહાં, વહ સજ્જનતા અભિરામ કહાં ?
અબ હૈ વહ જ્ઞાન પ્રકામ કહાં, જગ મેં અપના વહ નામ કહાં ? ૪
હમમેં અબ પૌરુષ નેક નહીં, મમતા ન રહી અપને જનમેં.
તન મેં બલ કા અબ નામ નહીં, દૃઢતા કુછ ભી ન રહી મનમેં,
હમ હૈં ઇસ ભાંતિ અબોધ હુએ, ફંસતે અતિ ક્ષુદ્ર પ્રલોભન મેં,
તુમકો પ્રભુ! ક્યા યહ જ્ઞાત નહીં હમ દીન ફંસે કિસ બન્ધનમેં, ૫
હમ ડૂબ રહે દુખ સાગરમેં અબ બાંહ પ્રભો ધરિયે ધરિયે,
અખિલેશ! વિશેષ કહેં. હમ ક્યા બસ શીઘ્ર કૃપા કરિયે કરિયે,
યહ ભારત ગારત હો ન કહીં ધન-ધાન્ય યહાં ભરિયે ભરિયે
બસ હો અબ નેક વિલમ્બ નહીં યહ દીન દશા હરિયે હરિયે.

( हिन्दी भाषा प्रवेश भाग २ )

અમી બિન્દુના ગ્રાહકોને ભેટ

# ભારતવર્ષ

અને

# બીજાં કાવ્યો

થઇ મોહવશ ગયું ચૂસાઈ, સાવધાન થા હિન્દુસ્થાન!
આપબળે પેદા કરવામાં, યત્નવાન થા હિન્દુસ્થાન;
ફેશનના ફાસાંમાં ફોગટ, શીદ ફસાયું હિન્દુસ્થાન,
હિસાબ કર તું કહે કેટલું, હાલ ઘસાયું હિન્દુસ્થાન?

(વૈદ્યકવિ દુર્લભ શ્યામ ધ્રુવ)

મૂલ્ય ૦—૦—૯

લેખક તથા પ્રકાશક:
વેલજી દેવરાજ શાહ

મુદ્રકઃ—જાદવજી પીતાંબર ઠક્કર,
લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસ, ૩,
ચોપાટી રોડ, મુંબઇ નં. ૭.

# હિંદ ભૂમિને વંદન.



ઓ હિંદ! દેવભૂમિ! સંતાન સૌ તમારાં!
કરીએ મળીને વંદન, સ્વીકારજો અમારાં!

હિંદુ અને મુસલમીન, વિશ્વાસી, પારસી, જિન,
દેવી સમાન રીતે, સંતાન સૌ તમારાં.

પોષો તમે સહુને, શુભ ખાનપાન બક્ષી,
સેવા કરે બને તે, સંતાન સૌ તમારાં!

રોગી અને નિરોગી, નિર્ધન અને તવંગર,
જ્ઞાની અને નિરક્ષર, સંતાન સૌ તમારાં!

વાલ્મીકિ, વ્યાસ, નાનક, મીરાં, કબીર, તુલસી,
અકબર, શીવાજી, માતા! સંતાન સૌ તમારાં!

સૌની સમાન મતા, સૌએ સમાન તેથી;
ના ઉચ્ચ નીચ કોઇ, સંતાન સૌ તમારાં!

**'ચાહો બધાં પરસ્પર, સાહો બધાં પરસ્પર;**
**એ પ્રાર્થના કરે આ, સંતાન સૌ તમારાં.**

(માણશંકર રતનજી ભટ્ટ.)

પ્રકાશકઃ
**વેલજી દેવરાજ શાહ**
C/O કે. એન. સેલર પ્રેસ ૩, ચોપટી રોડ, મુંબઇ ૩.

# ભારતવર્ષ

ભારત અમારા દેશની, કેવી દશા આજે અરે,
રગ રગ રહેલું રક્ત તે, અવલોકતાં ઉકળી ઉઠે;
તન શકિત ગઇ, મન શકિત ગઇ, આધ્યાત્મ શકિત કયાં ગઇ ?
ચખતના આ વહેન માંહિ, ધનશકિત પણ ડુબી ગઈ.
હર્ષ અવસર આજ કયાં છે ? આજ આંખે આંસુડા !
એમ દેશ ભારતવર્ષની, હાય શી આજે દશા ! !

× × ×

બહુ ઉંઘ કીધી બન્ધુઓ, નિદ્રા મહીં ખોયું બધું,
જાગૃત હજુ પણ ના થયા, તો તો હવે આવી બન્યું.
માટે ભલા ઓ આર્યવીરો, નિંદ ત્યાગી આપણું,
નિજ દેશના અભિમાન માટે, કાર્ય કંઇ કરીએ હવે.
પ્રથમ ઘર સુધારી આપણું, ઐક્યથી રહેવું સદા,
નિજ જ્ઞાતિના ઉદ્ધાર અર્થે, સાચા સુધારા સ્થાપવા;
કન્યાવિક્રય બાળલગ્ને, ઘાણુ વાળ્યો આપણો,
આંખો છતાં ના દેખીએ, ધન લોભનો આ મોહ શો ?
એવી અનેક સુધારણા, જ્યાં જ્યાં ઘટે જે રીતથી,
તે તે બધી કરવી ઘટે, નિજ જ્ઞાતિના જે હિતની.

× × ×

શરીર રૂપી નાવ આજે, નિર્માલ્ય છેકજ ભાસતું,
વિચારશું જો કારણો, હૈયું વિંધાશે આપણું.
પ્રથમ શુદ્ધ આહાર કયાં છે ? કયાં તાલીમ શરીરની ?
સાધન મળ્યા જયમ યંત્રના, આ હાથ પગ ચાલે નહિં.

આ શરીર રૂપી નાવ માટે, કાળજી જો રાખશું,
નિજ અંગથી મહેનત કરી, પાછું શરીર વિકસાવશું;
એ શરીર–શક્તિ વાપરી, નિજ દેશનાં ઉદ્ધારમાં,
ચાલી ગયેલું નીર તે, પ્રગટાવશું અમ દેશમાં.

\+ + +

પ્રાચીન અમારા દેશના, જે જે મહંતો થઇ ગયા,
ત્હેમનાં તપોબળ તણી, શકિત હતી કેવી અહા!
અભિમાનથી અમ શીર ઉંચું, નામ લેતાં થાય છે,
આજે દશા દેખી અમારી, શીર ઝુકી જાય છે.

આજ મન અમ વશ નથી, વશ અમે મનને થયા,
જ્યાં જ્યાં ભમાવે ત્યાં અમે, મન વશ થઇ ભમતાં રહ્યા;
અમ દેશ ને અમ આત્મના, ઉદ્ધારનો જે માર્ગ છે,
તે માર્ગથી ભૂલું પડી, અમ નાવ ઉંધે જાય છે.

તે નાવ ધોરી માર્ગમાં, કોણ આજે લઇ જશે?
એ વીર નાવિક એક છે, એ વીર **ગાંધીજી** દીસે.

× ×

શુદ્ધ ધર્મનું ક્યાં નામ આજે, માત્ર ખોખું દીસતું,
સાપ તો ચાલ્યો ગયો ને, માત્ર લીસોટું છે રહ્યું.
કો ક્રિયામાં ધર્મ માને, મર્મ કંઇ સમજ્યા વિના,
કો વાત મોટી જ્ઞાનની, કરશે બધી, કરણી વિના.

છુટા પડેલા એકડાનું, મૂલ્ય એકજ થાય છે,
બે એકડા ભેગા થતાં, અગ્યાર જેમ ગણાય છે.
ત્યમ જ્ઞાન સહ ક્રિયા થકી, ધર્મ મર્મ સમજાય છે,
માત્ર ક્રિયા કે માત્ર જ્ઞાને, નહિવત્ લાભ પમાય છે.

જે વસ્તુને જે રૂપમાં, જોવી ઘટે જે કાળમાં,
તે વસ્તુને તેવીજ રીતે, ભાળવાનો ધર્મ ત્યાં;
પ્રાચીન નેત્રે આજની, વસ્તુ નહિં સાચી દીસે,
આજની તો વસ્તુ જોવી, આજની આંખ્યો વડે.

પાપથી પડતાં બચાવે, એજ સાચો ધર્મ છે,
સૌ જીવ પર સમતા ધરાવે, એજ ધર્મનો મર્મ છે;
સર્વ કાળે સત્ય વદવું, એજ ધર્મ ફરમાન છે,
સર્વ ઇન્દ્રિય જીતીને, મન જીતવામાં ધર્મ છે.

મૂળ હેતુ આ ધર્મનો, સર્વમાં સામાન્ય છે,
એ વિચારી વર્તીએ તો, ક્લેશને ક્યાં સ્થાન છે?
મમત્વ ખોટું મેલીને, જો સત્ય ધર્મે ચાલશું,
આ દેશ ભારતવર્ષને, પાછો જરૂર ગજાવશું.

× × ×

ધન ગુમાવ્યુ આપણે, વેપાર મૃત્યુ વશ થયો,
મોહ્યા સુધારામાં અમે, એ વાંક કોનો છે કહો?
નિજ ગામની આબાદીને, કરી નષ્ટ સૌ આજે અમે,
પરદેશમાં દોડ્યા બધા, આ લક્ષ્મીના જાદુ બળે.

સંતોષ, શાન્તિ, સૌમ્યતા, સઘળું ગુમાવ્યું આજ તો,
મોજ કરવા, દેશ છોડી, પહોંચ્યા અમે પરદેશ તો.
હુન્નર કળા–વિજ્ઞાન સઘળું, જાણવું એ ઠીક છે,
એ શીખવા પરદેશ જાવું, એજ સાચું હિત છે.

કિન્તુ વસી પરદેશ માંહી, નોકરી–સટ્ટા કરે,
ઉદ્ધાર થાએ આપણો, એવું કદી પણ ના બને.
ગ્રામ્યજીવન છોડીને, પરદેશ દેશ બનાવીયો,
આ વની ખેતી ગઈ, વળી હાથ હુન્નર પણ ગયો.

ગામડાંની વસ્તિ ઘટતાં, ગામડાં ઉજ્જડ બન્યાં,
આ હિન્દનું જે નૂર તે, ઓછું થયું છે આમ આ.
હિન્દના ઉધ્ધારનો સૌથી, સરસ આ માર્ગ છે,
ગામડામાં જીવન રેડી, સુધારવામાં સાર છે.
ઘંટી ફરે ઘર ઘર બધે, રેંટીયો પણ સાથમાં,
ઝાંખા થયેલા જીવનમાં, પ્રગટે ખરો પરકાશ ત્યાં.
નિજ દેશની ખાદી તજી, પરદેશી પટ અંગે સજ્યાં,
રૂપ રંગે મોહીને, બહુ ઠાઠથી સૌ વાપર્યાં.
તે દિનથી હુન્નર કળા, અમ ગામની ઓછી થઇ,
પરદેશી વસ્ત્રો વાપરી, આવી દશા આજે થઇ.
ધીરે ધીરે ખેતી ઘટી, અનાજ પણ મોંઘા થયાં,
સંતોષી જીવન જે હતું,—તે સુખો ચાલ્યા ગયા.
આજે અનેક હિન્દીજનો, ભુખે દિવસ કંઇ ગળતા,
કેંકને જયમત્યમ કરી, ટુકડો મળે દિનરાતમાં.
કેટલીક સ્ત્રીઓ હિન્દની, એકાદ વસ્ત્રે નભવતી,
આવી દશા આ દેશની, પૂર્વે કદીએ ના હતી.
ગાંધીજી તો સત્ય કહે છે, પણ માનનારા કોણ છે?
સત્ય સરળ સીધે રસ્તે, ચાલનારા કોણ છે?
અજ્ઞાન રૂપી કેફમાંહી, સત્ય વસ્તુ ના દિસે,
સાચું કબુલ ત્યારે થશે, આ કેફ જ્યારે ઉતરશે.

× × ×

ખાદી અમારા દેશની, ઉમદા ઉત્તમ પોષાક છે.
અમ દેશના ઉદ્ધારનો, પ્રથમ અમ ખોરાક છે,
હિન્દના અભિમાનની, એ દિવ્યમૂર્તિ ખાદી છે,
અમ દેશના વણકર તણી, રોજી અને આબાદી છે.

અમ આર્ય માતાઓ તણી, ખાદી ખરે એ લાજ છે,
અમ દેશ ભારતવર્ષના, વસ્ત્રો મહીં એ તાજ છે;
ખાદી વિશુધ્ધ અમ દેશની, ઓછી હિંસાથી થાય છે,
અન્નપૂર્ણા ગરીબની, એ ધર્મ મૂર્તિ આમ છે.
એવો હશે કો આર્યબન્ધુ, મૂખ થકી ના ઉચ્ચારતો,
"આ આર્ય ભૂમિ મારી છે, રગ રગ મને અભિમાન તો"?
એવા સુપુત્રો જ્યાં સુધી, આ દેશમાં નહિં પાકશે,
ઉધ્ધાર ભારતવર્ષનો, કોઇ રીતે ના થશે.

---

## અહો કુદરત !

અહો કુદરત અહો કુદરત, કળા તારીજ તું જાણે !
ખબર કંઇએ નથી પડતી, પલકમાં શું કરી નાખે?
ઉભા જયાં પહાડ કૈં મોટા, બની મેદાન ત્યાં જાયે,
ભર્યાં ભંડાર વારિના, ખડક ઉભા તુરત થાયે!
હરખથી માનવી હરખી, હરખમાં મગ્ન થઇ નાચે;
તમાચો તુર્ત તું મારી, અધ્ધરથી આપદા આણે.
નથી જયાં નામ આશાનું, તિમિર ગાઢું છવાયું જયાં,
પ્રકાશીત રોશની આણી, વહાવે પૂર આશાનાં.
અહાહા! રંક—ભિખારી, પલકમાં રાજય પામે છે.
અને એ રાજય—અધિકારી, અરેરે ભીખ માગે છે!
અહા! કુદરત અહા! કુદરત, અક્કલ મુજ ના જરી ચાલે,
ખરે! ઘટમાળ આ જગની, અલૌકિક રીતથી હાલે.

---

# સંપ



### દોહરો.

ઝાઝા સુતર તાંતણા, અધિક મળી સંઘાથ;
મજબુત થાએ દોરડો, તુટે નવ તે હાથ.

રહીએ આપણ સંપથી, કરીએ સઘળાં કામ;
મનછીત ફળશે આપણું, ખૂટે નવ જો હામ.

અધિક કીડીઓ એકયથી, તાણે મોટો સાપ;
સંપે જો સૌ માનવી, શાને રહે સંતાપ?

તડ ઝાઝાં જે જ્ઞાતિમાં, શું કરશે કલ્યાણ?
કલેશ, દ્વેશ કંકાસમાં, રહે સદા ગુલતાન!

તાણે બસ નિજ સ્વાર્થને, પરનો નહિં વિચાર;
તે જ્ઞાતિના બન્ધુઓ, કયમ પામે ઉદ્ધાર?

જે જ્ઞાતિમાં સંપ છે, છે કેળવણી ઠીક;
સુધારણા તે જ્ઞાતિમાં, જલદી થાય ખચીત.

કન્યાવિક્રય ના કરે, કરે ન બાળ વિવાહ;
દેખાદેખી દેખીને, પડે ન કૂપની માંય.

વધુ ખર્ચ પણ નવ કરે, ગજા પ્રમાણે વાત;
બડાઈમાં બૂડે નહિ, સમજી શુદ્ધ સિદ્ધાંત.

તિમિર ટાળવા જ્ઞાતિનું, પાડે જ્ઞાન પ્રકાશ,
શિક્ષણ સારું આપવા, કરે સદાય પ્રયાસ.

આદર્શ આવી જ્ઞાતિનો, જે જ્ઞાતિમાં હોય;
તે જ્ઞાતિના સ્વજન સૌ, સુખીયાં થઇને સો'ય[1]?

ભારતની પડતી તણું, કારણ મૂળ કુસંપ;
તજીએ આજ કુસંપ જો, વરીએ વિજય નિશંક.

---

[1] સો'ય=સોહામણું લાગે; દીપે.

# બીડી પીવાય કે?

(સવૈયા એકત્રીસા)

બીડી તારો મહિમા મોટો, લાખો જનને નચવે છે,
સમજુ શાણા પંડિત ડાહ્યા, સૌ જન તારે શરણે છે.
જુજ લોક કોઇ સમજવાન જે, તુજ બંધનથી મૂકત દીસે,
બાકી સઘળા પૂર્ણ ફસાયા, એક એકથી વધતાં વ્યસને.

હૈયું બાળે–ભાન ભૂલાવે, અનેક રોગો અર્પે છે,
ખાંસી દમ બલકે બહુ રોગો, સાથી તારા સર્વે છે;
સહન કરે છે સઘળું લોકો, તને વિખુટી ના મૂકે,
અજબ તારૂં આકર્ષણ આ! વીરલા જન તુજથી છટકે!!

ગંધ મારશે મોઢાંમાંથી, દાંતો ઢીલા થઇ પડે,
સેવક તારા છતાં મૂકે નહિ, સંગત તારી કો રીતે.
શું છે એવો અધિક ગુણ કે, તારામાં આવી બેઠો?
આટ-આટલી હાની તો પણ, મૂકે ના તારો કેડો!!

કેટલાક કે'છે લ્હેજત એમાં, સઘળી આવીને બેઠી,
પીનારો બસ જાણે એ તો, સાકર સમ લાગે મીઠી.
હું સમજું ના શું લ્હેજત છે? બોં બોં પીનારા કરતાં,
પૈસા ખરચી નાહક ના તે, અનેક રોગે પીડાતા.

બાળપણામાં આદત પાડી, વગર વિચારે આ બુરી,
તેથી તેને તાબે થઇને, ભાન જાય છે સૌ ભૂલી.
માટે મારા નાના બન્ધુ, વાત હૃદયમાં ઉતારો.
ટેવ પાડશો બીડીની જો, થાશે પાછળ પસ્તાવો.

વડિલ મારા વિનવું તમને, નમ્રપણાથી હું આજે,
ટેવ હોય તો છોડી દેવા. પ્રયત્ન કરો સૌ ઉલ્લાસે.

પચાસ પીતાં આપ કદાપિ, પચીસ પર પહેલાં આવો,
ધીમે ધીમે આદત છોડી, સુખી જીવનને લ્યો લાવો.
મૂક્ત થશો એ બેડીમાંથી, આનંદે દિન ઉજવશો,
અન્ય બન્ધુને સમજાવીને, બેડીથી છૂટા કરશો.
જેમાં ચોકખી હાની દીસે, તેમાં ડુબી કાં મરવું ?
લ્હેજત ખોટી માની લઇને, દુઃખીઆ શાને ભાઇ થવું ?

**દોહરો.**

સમજો સમજો બન્ધુઓ, અમૂલ્ય અવસર જાય;
સમજી વર્તન રાખશો, સુખી જીવન તમ થાય.

---

## રહે નવ કાંઇ પસ્તાવો

મળ્યો આ દેહ માનવનો, સફળ શી રીતથી કરવો ?
વખત વહી જાય આ ચાલ્યો, પછીથી થાય પસ્તાવો !

પડે સુખ દુઃખ નિજ કર્મે, સહન કરવાં બધાં પડશે;
નહિં જો ચેતીએ આજે, પછીથી થાય પસ્તાવો !

અરે આ જીભ નાનકડી, છતાં પણ છે બહુ જબરી;
નહિ વશ રાખીએ આજે, પછીથી થાય પસ્તાવો !

જુઓને જીભના સ્વાદે, કંઇ કંઇ કર્મ બંધાએ !
કટુ ફળ ચાખવા ટાણે, પછીથી થાય પસ્તાવો !

જુઓ મન આ ગગનગામી, રહે ભટકી ગમે ત્યાંહી;
નહિં જો કાબુમાં આજે, પછીથી થાય પસ્તાવો.

જુઓ અંકુશથી હાથી, ઘડીમાં જાય પકડાઈ;
વગર અંકુશ મન રખડે, પછીથી થાય પસ્તાવો.

ગુણી જન કે મહા જ્ઞાની, બધાને નાખતું પાડી,
જબર મન-માંકડું ભાઈ, પછીથી થાય પસ્તાવો.

જીતે જે જીભને મનડું, સફળ જીવન થશે તેનું;
સદાયે શાંતિ અનુભવશે, રહે નવ કાંઈ પસ્તાવો.

**દોહરો.**

**પાંચે ઇન્દ્રિય વશ કરી, જીતે મન વળી જેહ,**
**ધન્ય ધન્ય એ માનવી, દેવ તણો એ દેવ.**

---

## તો શું ?

દુઃખીના દુઃખને દેખી, દયા ના દિલમાં આવે,
ધર્યો આ દેહ માનવનો, ધર્યો યા ના ધર્યો તો શું ?

છતી રિદ્ધિ અને સિદ્ધ, નહિં ઉપયોગમાં લીધી,
પછી તે હોય તોયે શું, નહોયે તોય તેને શું ?

ઘણો પૈસો કરી ભેગો, પરાર્થે ના જરી દીધો,
પટારામાં ભરી રાખ્યો, ભર્યો યા ના ભર્યો તો શું ?

ભણ્યો બહુ આપદા વેઠી, વળી પૈસો ઘણો ખરચી,
ગયો નિજ દેશને ભૂલી, ભણ્યો યા ના ભણ્યો તો શું ?

જનનિએ જણી પુત્રી, ઉછેરી ને કરી મોટી,
બુઢાને વેંચી સ્વારથથી, જણી યા ના જણી તો શું ?

બનીને અગ્ર જ્ઞાતિના, સુધારા અગ્ર થઇ મૂકયા,
અમલ પોતે નથી કરતા, મૂકયા યા ના મૂકયા તો શું ?

દવા ડાકટર તણી લાવી, 'કરી' ના તે ઉપર પાળી,
દવા એ મૂલ્યની મોંઘી, લીધી યા ના લીધી તો શું ?

મુખેથી રામ પોકારે, હૃદય કાતીલ છુરી રાખે;
પછી એ ડોળ ભકિતનો, કર્યો યા ના કર્યો તો શું ?

ધરીને વેષ સાધુનો, હૃદયનો મેલ ના ધોયો,
પછી એ વેષ સાધુનો, ધર્યો યા ના ધર્યો તો શું ?

દોહરો.

વિશુદ્ધ વિચાર, વાણી વિશુદ્ધ, વિશુધ્ધ વર્તન થાય;
માનવ ભવ છતી કરી; મોક્ષ માર્ગ સધાય.

---

## રાષ્ટ્રીય ચેતનનો અનિવાર્ય પ્રવાહ.

---

નથી જાગ્યા ફરી સુવા, સુણો દઇ ધ્યાન પરદેશી !
ઘણું ઉંઘ્યા ઘણું ઘેર્યા, નથી રહેવું હવે એસી.

ઘણા ખાધા અમે ખત્તા, વધારે ના હવે ખાવા;
અમે જાગ્યા ફરીથી તે, નથી કૈં આમ સુવાના.

બનીને અંધ સ્વાર્થોથી, ન લાગે કે હમે જોયું,
કરી યુધ્ધો પરસ્પર નો, બધુંયે હાય હા ! ખોયું.

હવે તો 'સંપ'થી રહેવું, હવેના ભાઇથી લડવું,
જગાવી દેશનું ચેતન, હવે તો 'એક' છે બનવું.

હવે સમજ્યા "હમારૂં છે, હમારા હસ્થમાં ભાવિ,"
નથી સ્વાશ્રય વિના કોટી, હમારી ઉન્નતિ થાવી.

અમોને શીખવ્યા પાઠો, તમોએ દેશ સેવનના.
શકો ખાળી પ્રવાહો શું, હવે રાષ્ટ્રીય ચેતનના ?

ધરીશું 'ધર્મ' જ્યાં જય ત્યાં', મહા એ મંત્ર તો ચિત્તે,
કરીશું કામ કૈં એવા, જગત જોઇ સહુ રહેશે.

'હમોરો ધર્મ્ય' છે હેતુ, પ્રભુ વ્હારે જરૂર ધાશે,
હમારા ભાવિમાં શ્રદ્ધા, અને આશા હમોને છે.

(ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.)

---

## ક્ષમાનો પ્યાલો.

ક્ષણિક આ દેહ માનવનો, ભરૂસો આ જીવનનો શો ?
સફળ કરવા જીવન લા'વા, ક્ષમાનો અક્ષજો પ્યાલો.

કષાયો સર્વને મારી, સરળતા ને હૃદય ધારી,
હૃદયના આ ઉમળકાનો, ગ્રહોને આ ક્ષમા પ્યાલો.

ક્ષમા એ વીરનું ભૂષણ, ક્ષમા એ શાંતિનું વાહન;
ક્ષમાના પ્યાસીને પ્રેમે, ક્ષમાનો અક્ષજો પ્યાલો.

### દોહરો.

**મન, વચન, કાયા થકી, કીધાં વેર વિરોધ;**
**ક્ષમા ગ્રહી, આપો વળી, શાંત સમાવી ક્રોધ.**

---

## એવી ક્ષમાએ શું વળે ?

મન મલિનતા ના ગઇ, દ્વેષ હૃદયે તો વસે,
હાથ જોડી ક્ષમા યાચે, એવી ક્ષમાએ શું વળે ?

આજ માફી માગીને, કાલ પાછા જો લડે,
એવી ક્ષમાનો અર્થ શો ? એવી ક્ષમાએ **શું** વળે ?

શબ્દો મીઠા છે વાણીમાં, અંતર વિષે જાુદું વસે,
વ્યવહાર કાજે માફી માગે, એવી ક્ષમાએ શું વળે ?

ક્ષમા માગી પરસ્પર જો, હૃદય હલકું ના બને,
અંતઃકલહ જો ના શમ્યો, એવી ક્ષમાએ **શું** વળે ?

---

## નવું વરસ.

લાંબુ આયુષ ભોગવો કુટુંબસહ, આરોગ્યતા પામીને,
લક્ષ્મી તેજ વધારી લાખ વણજે, કીર્તિ જથ્થો જામીને;
**થાઓ પૂરણ વાંછના મન તણી, વિદ્યા વૃદ્ધિ સાથમાં,**
**પામો શાંતિ સહ સરળતા, નિત્યે નવા વરસમાં.**

### દોહરો.

સોનેરી કિરણો થકી, આપો સૂર્ય ઉજાસ,
તિમિર ટાળે જગતનું, પ્રગટે જ્ઞાન પ્રકાશ.

---

# આત્મવિચારણા

ના મળે ના સમય આ સમો, કાલનો દિન કેવો ?
મરણ આવી પડે, આયુ દોરી ખૂટે, કાળનો શો ભરૂસો ?—ના મળે.

આયુ ક્ષિણ થાય છે, પળ વિપળ જાયછે, જાય છે વાયુ વેગે,
ચેતી લે માનવી, ફરજ લે સાચવી, હિત જો હોય હૈયે.—ના મળે.

વિશ્વ દરબારમાં, કર્મ ત્હેં જે કર્યાં, તે ફળે યોગ્ય ટાણે,
લાંચ ના ચાલશે, યુકિત ના ફાવશે, વિશુદ્ધ જયાં ન્યાય થાયે—ના મળે.

પરમાર્થ ભાતું ભરી, ભકિત ભાવે કરી, સંસાર આ તું તરી લે,
બાજી છે હાથમાં, ચેતી લે સાનમાં, માનવી તું હજીએ,—ના મળે.

ખાન ને પાનમાં, વખત વહી જાય આ, જાગીને જો તું તપાસી.
જીવનના હેતુને, આત્મની શકિતને, હૃદયથી જો વિચારી—ના મળે.

લાડી ને વાડીમાં, મોટર ને ગાડીમાં, તું રહ્યો છેક રાચી;
ધર્મની વાતને, મૂકી તેં છાપરે, તું ભમે કેમ ભાઈ ?—ના મળે.

ક્ષણિક આ સુખ વિષે, સત્ય સુખ ના દીસે, તે કદિ તેં વિચાર્યું ?
'કાળ' જયાં આવશે, તું પછી કયાં જશે? શું થશે ભાઈ તારૂં ?—ના મળે.

ધન વિભવ તાહરા, સ્વજન સૈ તાહરાં, કોઇ કંઇ કામ ના'વે,
ધર્મ ભાતું ભર્યું, પર તણું હિત કર્યું, સાથમાં તેજ આવે.—ના મળે.

શુદ્ધ વિચાર ને શુદ્ધ આચારમાં, તાહરૂં હિત સાચું,
કલેશ ને દ્વેષમાં, કામ કે ક્રોધમાં, પતન તો થાય ત્હારૂં—ના મળે.

આગ્રહ ખોટા તજી, હૃદયથી સરળ થઇ, 'સત્યની' શોધ કરજે,
સુખ કે દુઃખમાં, તું ધરી સામ્યતા, સ્વાત્મમાં મગ્ન રેજે.—ના મળે.

# સત્પુરૂષનાં વચનાંમૃત

અહો! સત્પુરૂષનાં વચનામૃત! મુદ્રા અને સત્સમાગમ સુષુપ્ત અને ચૈતનને જાગૃત કરનાર, પડતી વૃત્તિને સ્થિર રાખ દર્શન માત્રથી નિર્દોષ અપૂર્વ સ્વભાવને પ્રેરક, સ્વસ્વરૂપ પ્રતી અપ્રમત સંયમ અને પૂર્ણવીતરાગ નિર્વિકલ્પ સ્વભાવના કારણભૂ છેલ્લો અયોગી સ્વભાવ પ્રગટ કરી અનંત અવ્યાબાધ સ્વરૂ સ્થિતિ કરાવનાર, ત્રિકાળ જયવંત વર્તો.

## મનુષ્ય દેહ

ચક્રવર્તિની સમસ્ત સંપત્તિ કરતાં પણ જેનો એક સમય માત્ર પણ વિશેષ મૂલ્યવાન છે એવો આ મનુષ્યદેહ અને પરમાર્થને અનુકૂળ એવા યોગ સંપ્રાપ્ત છતાં જો જન્મ—મરણથી રહિત એવા પરમપદનું ધ્યાન રહ્યું નહિ તો આ મનુષ્યત્વને અધિષ્ઠત એવા આત્માને અનંત વાર ધિઃકાર હો! જેમણે પ્રમાદનો જય કર્યો તેમણે પરમપદનો જય કર્યો.

## સત્સમાગમની દુર્લભતા.

મનની વૃત્તિ શુદ્ધ અને સ્થિર થાય એવો સત્સમાગમ પ્ર થવો બહુ દુર્લભ છે. વળી તેમાં આ દુષમકાળ હોવાથી જીવને ત વિશેષ અંતરાય છે. જે જીવને પ્રત્યક્ષ સત્સમાગમનો વિશેષ લ પ્રાપ્ત થાય તે મહત્પુણ્યવાનપણું છે. સત્સમાગમના વિયોગ સત્શાસ્ત્રનો સદાચારપૂર્વક પરિચય અવશ્ય કરવા યોગ્ય છે.

## ચિંતામણી

ચિંતિત્ જેનાથી પ્રાપ્ત થાય તે મણિને ચિંતામણી કહ્યો એજ આ મનુષ્ય દેહ છે, કે જે દેહમાં, યોગમાં આત્યંતિક સર્વ દુઃખના ક્ષયની ચિંતિતા ધારી તો પાર પડે છે.

અચિંત્ય જેનું મહાત્મ્ય છે એવા સત્સંગરૂપી કલ્પવૃક્ષ પ્ર થયે જીવનું દારિદ્ર રહે એમ બને તો આ જગતને વિષે તે અ આરમું આશ્ચર્યજ છે!

શ્રીમદ્ રાજચંદ્ર.